ગોકુળ રાજા પરમાર સ્મારકમાળા—પુષ્પ ૧ લું.

# નૂતન ભજન રત્નાકર.

(સચિત્ર.)





મેસ. જી. પરમાર એન્ડ બ્રધર્સ,
ઝરીઆ (માનભૂમ.)

ગોકુળ રાજા પરમાર સ્મારકમાળા—પુષ્પ ૧ લું.

॥ ૐ શ્રી હરિઃ ॥

# નૂતન ભજન રત્નાકર

( સચિત્ર )

સંગ્રાહક,

નાનજી ગોકુળ પરમાર.



છપાવી પ્રસિદ્ધ કર્તા,

એચ. જી. પરમાર એન્ડ બ્રધર્સ,

બુકસેલર્સ, સ્ટેશનર્સ,

ઝરીઆ (માનભૂમ).



વિક્રમાબ્દ ૧૯૯૨. ઇ સ. ૧૯૩૬. પ્રથમાવૃત્તિ, પ્રત ૨૦૦૦.

મૂલ્ય રૂ. ૧-૪-૦. રેદ રૂ. ૧-૦-૦.

સુધારી વાંચો

| | | | | |
|---|---|---|---|---|
| પૃષ્ઠ | ૨૨૩ | ખેંગારજી ત્રીકુની કું. | રહેવાસી, | અંજાર. |
| ,, | ,, | ઓધવજી વીરજી | ,, | અંજાર. |
| ,, | ૨૨૪ | કે. એસ. નાનજી કું. | ,, | ઝરીઆ. |
| ,, | ,, | જીવરામ માંડણ | ,, | અંજાર. |

---





આ સંગ્રહ સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુરમાં અમૃતલાલ દલપતભાઈ શેઠે છાપ્યો.



# પ્રભુ નામની ધુન.

---o---

(મન જ્યારે ઉદ્વિગ્ન લાગે, અસુખ-અચેન જણાય, કે ઇચ્છા વિરૂદ્ધના કે હલકા વિચારો આવ્યા કરતા હોય, ત્યારે થોડો સમય એ ધુનમાં લાગી જવાથી ચિત્ત પ્રફુલ્લિત થાય છે અને આત્માને સંપૂર્ણ શાન્તિ મળી રહે છે. દરેક લીટી બબ્બે કે ત્રણ ત્રણ વાર સુગમતા મુજબ બોલવી—સંગ્રાહક.)

રઘુપતિ રાઘવ રાજારામ;
પતિત પાવન સીતારામ.

---

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

---

રાધે કૃષ્ણ ગોવિંદ, જય જય ગોવિંદ;
વાસુદેવ ગોવિંદ, હરે રામ ગોવિંદ.

---

જય જય યશોદાનંદન કી,
નંદનકી જગ વંદનકી;
જય જય યશોદાનંદનકી.

---

શ્રીમન્નારાયણ, હરિ નારાયણ;
ગુરૂ નારાયણ, રામ નારાયણ;
ભજ નારાયણ, નર નારાયણ.

# અર્પણ પત્રિકા

સાદાઈ

પવિત્રતા અને

સત્યનિષ્ઠા જેમનાં જીવન-

પ્રવાહ સાથે જોડાયલાં હતાં, આશ્રિતો

પ્રત્યે નિરંતર સન્માનપૂર્વક રહેતા, શ્રેયાન્

સ્વધર્મો વિગુણ : એ જેમનો મહામંત્ર હતો, દયાભાવના

અને ઔદાર્ય જેના યશ સ્થંભો હતા, સહૃદયતા

માટે જેઓ લોકપ્રિય થએલા હતા,

એવા સ્વ. શ્રીમાન્ શેઠ

**પ્રેમજી ગોવિંદ મારૂના**

અમર આત્માને

એમનાં એ સદ્‌ગુણોથી આકર્ષાઈ

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ

અર્પણ કરી કૃતાર્થ

થાઉં છું.

નાનજી ગોકુળ પરમાર

—સ્વાતિનાં બિંદુ—

એટલે

મૂલ્યવાન મોતી પેદા કરનાર

સ્વાતિ નક્ષત્રનાં વર્ષા બિન્દુ

---

—સ્વાતિનાં બિંદુ (સચિત્ર)—

એટલે

જીવન ઉન્નત કરવાનું શ્રેષ્ઠ સાધન.

કોઈ ધન્ય ઘડીએ આવેલા વિચારોનો અમૂલ્ય સંગ્રહ.

સ્ત્રી તેમજ પુરૂષ

બાળક, યુવાન તેમજ વૃદ્ધ માટે

એક સરખું વાંચવા અને મનન કરવા લાયક

સામાજીક, ધાર્મિક, નૈતિક અને સાંસારિક બાબતો ચરચતું

ગૃહ વાંચનાલયના શણગાર સમું

પુરસદનાં બોધદાયક રમકડાં જેવું ઉત્તમ પુસ્તક.

સુંદર ભાવમય ચિત્રો, પાકું સોનેરી પુંઠું,

**કીંમત માત્ર રૂા. ૨-૦-૦**

—આજેજ લખો—

**એચ. જી. પરમાર એન્ડ બ્રધર્સ, બુકસેલર્સ,**

**ઝરીઆ (માનભૂમ.)**

# પ્રસ્તાવના.

કોઇ કહેશે–ભજનનાં પુસ્તકોને પ્રસ્તાવનાની શી જરૂર ? કદાચ તે ખરૂં એ હશે. આજ કાલ અનેક જાતનાં ભજનનાં પુસ્તકો નીકળ્યાં છે અને નીકળતાં જાય છે, જેમાં આ પુસ્તકથી એક ઉમેરો થયો છે.

ભજન તો જીંદગીને આરે જઇ બેઠેલાં વૃદ્ધોને કામનાં છે, એવો અહુધા આજકાલના યુવાનોમાં વાયુ પ્રસરતો દેખાય છે; પરંતુ વાસ્તવિકતાએ તેમ નથી. ભજન એ ભકતરાજોનાં પ્રભુ સાથેનાં તાદસ્યનું જીવંત વર્ણન છે; પ્રભુ સાથેની તેમની મસ્તીની ઉન્મત્ત સ્થિતિનું પરિણામ છે; હૃદયસ્પર્શી ભાષણ છે; સુંદરમાં સુંદર સંગીત છે અને કવિઓનું તત્ત્વજ્ઞાન–શીરપુરી છે.

તંબુરો–કાંસીઆં કે ઝાંઝ-પખાજ સાથે એકતાન બની ગવાતાં ભજનો ગમે તેવાનાએ હૃદયના તાર હચમચાવી મુકે છે; ઘડીભર દુનિઆની બધી જંજાળ વિસરાવી દઇ પ્રભુમય બનાવી મૂકે છે; હૃદયમાં ભક્તિ-રસની રેલમ છેલમ કરી મૂકે છે એજ ભજનનું મહત્ત્વ છે-ગૌરવ છે.

યુવાન વર્ગ તો એક બાજુ રહ્યો, પરંતુ આબાલવૃદ્ધ દરેકનાં મન આજ કાલ જડવાદી બનતાં જાય છે. હિંદની ચાલુ રાજ-નૈતિકતા અને નવિન કેળવણીને અંગે સમાજની દશા સત્વર અધોગતિ પ્રત્યે પ્રયાણ કરતી જાય છે. દરેક જણ આધ્યાત્મિક તથા માનસિક શાન્તિ અને સુખ છોડી ઉપરઉપરનું શારીરિક સુખ

મેળવવા પ્રત્યે વધારે વલખાં વીણુતો નજરે તરી આવે છે; તેને અંગે પૈસાની પ્રાપ્તિ, સ્વાર્થ સાધના, માન, મ્હોટાઇ, ઇંદ્રિય સુખ વિગેરે માટે વ્યાકુળ બની જઇ ખરો માર્ગ-જીંદગીનું ખરૂં રહસ્ય ભુલી જાય છે અને ઐહિક ઉપભોગમાં રચ્યો પચ્યો રહે છે. હાલે પ્લેગ, કોલેરા, ન્યુમોનીઆ, મેલેરીઆ વિગેરે સામાન્ય થઇ પડેલા મહારોગોમાં ક્યારે પટકાઇ પડાશે એ ભવિષ્યની કોને ખબર છે? કળીકાળમાં આપણા અસ્વાભાવિક જીવનોને લીધે જીંદગીની અવધિ બહુ ટુંકી થઇ છે તે કોણુ નથી જાણુતું? તે છતાં પણુ દ્રઢતા પૂર્વક જડ ઘાલી બેઠેલા જડવાદને અંગે કોઇ સત્ય દિશા ન સુઝતાં ખરૂં કરવાનું કાર્ય ભુલી જઇ પ્રભુને ખોઇ બેસાય છે અને ચોરાસી લક્ષ યોનિના ચક્રે ચડવું પડે છે.

વળી હાલનું શિક્ષણુ—હાલનો જડવાદ એટલો બધો તો ઘર ઘાલી બેઠો છે કે આપણે જેને પોતાનાં ગણીએ, સારે માઠે અવસરે જે આપણુને કામ લાગે તેવાં પિતા, માતા, ભાઈ બ્હેન, પુત્ર આદિ સંબંધીઓ, સગાં, સહોદર કે કુટુંબીઓ સાથે લઢી મરવામાં, જૂદા પડી રહેવામાં, અબોલા રહેવામાં કે એવીજ બીજી ખટપટ કે અંતરાયો ઉભી કરવામાં જરા પણુ પાછું વાળી જોતા નથી, બલકે તેમાં એક પ્રકારનો આનંદ આવતો લાગે છે. આ બધો જમાનાનો પ્રતાપ છે. આવે પ્રસંગે હૃદયસ્પર્શી શીખામણુ આપનાર કોઇ હોતું નથી; ઘણેખરે સ્થળે તો ખુશામતનું જ સામ્રાજ્ય ફેલાયલું હોય છે. એવા પ્રસંગ માટે જ સ્વામી રામતિર્થે કહ્યું છે કેઃ—

'શ્રેષ્ઠ પુસ્તકો એ જ પરમ મિત્રો છે.'

માટે દરેકે સારાં સારાં પુસ્તકોની દોસ્તી કરવી–સહવાસ રાખવો અને તેમાંથી જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો–તે મુજબ વર્તવા દૃઢ ઠરાવ કરવો અને વર્તવું.

આવી જ ભાવનાથી પ્રેરાઇ આ પુસ્તક પણ દરેકને શ્રેષ્ટ મિત્રની ગરજ સારે, દરેક વાંચે અને તેમાં રહેલાં પદોનો શાંત તેમજ સાચો અને સુમાર્ગે દોરનારો ભાવના અને અર્થપૂર્ણ ઉપદેશ લક્ષમાં લઇ તે મુજબ વર્તવા પ્રેરાય એજ ઉદ્દેશથી આ સંગ્રહ બહાર પાડવાનું અમોએ સાહસ ખેડયું છે.

જે જે ભજનો દાખલ કરવામાં આવ્યાં છે. તે બધાં ચેતના પ્રેરક ભક્તિભાવથી ઓતપ્રોત છે. રાધાકૃષ્ણનાં શૃંગારિક કાવ્યો કે ન સમજી શકાય તેવા શબ્દો અને અર્થથી ભરેલાં કેટલાંક કાળજૂનાં પદો પ્રત્યે લક્ષપૂર્વક ઉદાસીન વૃત્તિ બતાવવામાં આવી છે. ૧ જનો પ્રત્યે ઉદાસીન રહેતા યુવકવર્ગ કે સ્ત્રી બાળકોથી લઇ વૃધ્ધો પર્યંત સર્વેને તે ઉપયોગી થાય એ ઉદ્દેશથી જ ચૂંટણી કરવામાં આવી છે અમારી ધારણા મુજબ સમાજની દરેક વ્યક્તિને એ અનુકુળ પડશે. એનો સારો આદર થશે તો અમારી મહેનત અમે સફળ થએલી માનીશું.

કોઇપણ ભુલચુક કે ક્ષતિ તરફ જે કોઇ અમારૂં ધ્યાન દોરશે તેમનો આભાર થશે તેમજ જગન્નિયંતા કૃપાળુ પ્રભુ દ્વિતિય વૃત્તિ કહાડવા પ્રસંગ આપશે તે વખતે યથાશક્ય સુધારો વધારો કરવામાં આવશે.

આ પુસ્તક પ્રકાશનમાં શ્રી. ભાઈ દાના પ્રેમજી મારૂ (કચ્છ-દેવળીઆવાળા) તથા તેમના સુપુત્ર વિશ્રામભાઈ તરફથી અમને જે સહાય આપવામાં આવી છે તે માટે તેમનો, તથા જે જે ભાઈઓએ આશ્રય આપવા કૃપા દર્શાવી છે તે સર્વેનો આ સ્થળે અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ ઇતિ ૐ.

ઝરીઆ,
મહાશિવરાત્રી
સં. ૧૯૮૨.

નાનજી ગોકુળ પરમાર.

# પુસ્તક પ્રવેશિકા.

—:•:—

॥ श्री हरिः ॐ तत्सत् ॥

# अथ मङ्गलम्

---

या कुन्देन्दु तुषार हार धवला या शुभ्र वस्त्रावृता ।
या वीणावरदण्डमण्डितकरा या श्वेत पद्मासना ॥
या ब्रह्माऽच्युत शंकर प्रभृतिभिर्देवैः सदा वन्दिता ।
सा मां पातु सरस्वति भगवति निःशेष जाड्या पहा ॥

---

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दं माधवम् ॥
यं ब्रह्मा वरुणेन्द्र रुद्र मरुत स्तुवन्ति दिव्यैस्तवैः ।
वेदैस्सांग पद क्रमोपनिषदै र्गायन्ति यं सामगाः ॥
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनः ।
यस्यान्तं न विदुः सुरासुरगणाः देवाय तस्मै नमः ॥
शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यान गम्यम् ।
वन्दे विष्णुं भवभयहरं सर्व लोकैक नाथम् ॥

---

# શુદ્ધ વૈષ્ણવ

પદ.

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તો યે, ઉર અભિમાન ન આણે રે:–ટેક.
સકળ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે–વૈષ્ણવ.
સમદૃષ્ટિને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે–વૈષ્ણવ.
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામ શું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે–વૈષ્ણવ.
વણલોભીને કપટ રહીત છે, કામ ક્રોધ નિવાર્યા રે;
કહે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યા રે–વૈષ્ણવ.

# શ્રી નૂતન ભજન રત્નાકર.

## પ્રભાત સંગ્રહ વિભાગ.

---

### ૧ ઝુલણા છંદ.

રાત રહે જાહરે પાછલી ખટ ઘડી,
સાધુ પુરૂષને સુઇ ન રહેવું;
નિદ્રાને પરહરી સમરવા શ્રી હરિ,
એક તું એક તું એમ કહેવું—ટેક.
જોગીઆ હોય તેણે જોગ સંભાળવા,
ભોગીઆ હોય તેણે ભોગ તજવા;
વેદીઆ હોય તેણે વેદ વિચારવા,
વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા—રાત
સુકવિ, હોય તેણે સદ્‌ગ્રંથ બાંધવા,
દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારીએ કંથને પુછવું,
કંથ કહે તે તો ચિત્ત ધરવું—રાત
આપણે આપણા ધર્મ સંભાળવા,
કર્મનો મર્મ લેવો વિચારી;
નરસીંનાં સ્વામીને સ્નેહથી સમરતાં,
ફરી નવ અવતરે નર ને નારી—રાત

---

## ૨ રાગ એજ.

સમરને શ્રીહરિ મેલ્ય મમતા પરી,
જોને વિચારીને મૂળ તારૂં;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો,
વગર સમજે કહે મારૂં મારૂં—ટેક.

દેહ તારી નથી જો તું જુગતે કરી,
રાખતાં નવ રહે નિશ્ચે જાય;
દેહ સંબંધ તજી નવનવી બહુ થશે,
પુત્ર કલત્ર પરિવાર વ્હાએ—સમરને

ધન તણું ધ્યાન તું અહોનિશ આદરે,
એજ તારે અંતરાય મોટી;
પાસે છે પીઉ અલ્યા તેને નવ નીરખીઓ,
હાથથી બાજી ગઇ થયો રે ખોટી—સમરને

ભર નિદ્રા ભર્યો રૂંધી લીધો ઘણો,
સંતના શબ્દ સુણી કાન જાગે;
જાગતાં નરસૈયા લાજ છે અતિ ઘણી,
જન્મો જન્મ તારી ખાંત ભાગે—સમરને

---

## ૩. રાગ એજ

શા સુખે સુતો સંભાળ શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
માતને તાત સુત ભ્રાત ટોળે મળ્યાં, દોહલી વેળ સૌ દૂર થાએ–ટેક
ઉંધે મસ્તક હતો ઉગ્ર તપ આદરી, ભક્તિ કીધી ભગવાન કેરી;
અવતરી પાશ બંધાયો માયા તણો, લંપટી લાલચે લીધો ઘેરી–શા.
દિવસે ચોદિશ ભમ્યો રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા.
પલક પલવાર નહિ હરિને ભજવા તણો,
જ્યાં લગી જીવ સંયોગ કાયા–શા૦
ધન ધાને કરી મોહી રહ્યો લોભીઆ, વેદના વીસરી ગર્ભ કેરી.
નાથ ત્રિલોકના હરિને સંભારીઆ,
જ્યારે રાખ્યો' તો જઠરામાં ઘેરી–શા.
જાગને જીવડા વાજ આવ્યો ઘણું, કેટલાએક પ્રતિબોધ કીજે;
નરસૈના સ્વામીને નિત્ય સંભાળતાં, દેહનાં દુષ્કૃત દૂર કીજે–શા.

---

## ૪. રાગ એજ

કૃષ્ણ કીર્તન વિના નર સદા સુતકી, વિમલ કીધે વપુ શુદ્ધ ન થાએ;
સકળ તીર્થ શ્રીકૃષ્ણ કીર્તન કથા, હરિતણા દાસ જ્યાં હેતે ગાએ–ટેક
પુરણ પુરૂષોત્તમ નવલરંગી તજી, અન્ય દેવે જેનું મન મોહ્યું;
કોટિ ચિંતામણી કામધેનુ તજી, મહિષીના પુત્રનું દૂધ દોહ્યું–કૃષ્ણ.
ગર્ગ જોશી યશ ગાય જેના સદા, નારદ નામ મુખથી ન મૂકે;

તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપીકા મૂખ જોવાને ઢૂકે-કૃષ્ણ.
અજ ભવ સુરપતિ સ્વપ્ન પેખે નહિ, નેતિ નેતિ કહી નીગમ વામે;
નરસીઓ રંક યશ ગાઇને રીઝવે, સહસ્રમુખ શેષ પાર ન પામે-કૃષ્ણ;

## ૫. પ્રભાત—રાગ રામગ્રી

પઢોરે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પોપટ પાંજરૂં, મુખે રામ જપાવે-પઢોરે.
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું રે ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રત્ને જડાવું-પઢોરે.
પોપટ તારે કારણે, શી શી રસોઇ બનાવું;
સાકરનાં કરી ચુરમાં, ઉપર ઘી પીરસાવું-પઢોરે.
પાંખ પીળી પગ પાંડુરાં, કોટે કાંઠલો કાળો;
નરસૈના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો-પઢોરે.

## ૬. પ્રભાત—રાગ ઝુલણા

નંદના નંદશું નેહ જેને નહિ,
તેરે માનવ ખર શ્વાન તોલે;
ભૂતળ ભાર કરવાને એ અવતર્યા,
પ્રેતની પેર 'સાર ડોલે— નંદના.
દૃષ્ટિથી એ ટળો ભોગ તેના બળો,

શૈલ્ય પડો તેહના મુખ માથે;
જીવતા જન તે તો જમ જેવા જાણવા,
પ્રીત નહિ જેહને કૃષ્ણ સાથે— નંદના.
કીર્તિ શ્રીકૃષ્ણની જીભથી નવ ભણે,
તેરે ભૂખે દેવરાવ તાળું;
ભણે નરસૈયો જેણે હરિને જાણ્યા નહિ,
તેહનું કુટુંબ સહાય કાળું— નંદના.

૭ રાગ એજ

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ,
જૂજવે રૂપ અનંત ભાસે,
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું,
શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ૧
પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેહવા,
શિવ થકી જીવ થયો એજ આશે. ૨.
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે,
કનક કુંડળ વિશે ભેદ નોયે;
ઘાટ ઘડીયા પછી નામ રૂપ જૂજવાં,
અંતે તે હેમનું હેમ હોયે. ૩

ગ્રંથ ગરબડ કરી વાત ન કરી ખરી,
જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી આપ માની લહે,
સત્ય છે એજ મત એમ સૂજે. ૪
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈયો એ મન તણી શોધના.
પ્રીત કર પ્રેમથી પ્રગટ થાશે. ૫.

---

## ૮ રાગ એજ

હરિહર રટણ કર કઠણ કળીકાળમાં, દામ બેસે નહિ કામ સરશે;
ભક્તિ આધીન છે શ્યામ સુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ
અલ્પ સુખકાજ શું મૂઢ ફુલ્યો ફરે, શીશ પર કાળ રહ્યો દંડ કરડે,
પા પલકની ખબર તુજને નહિ, મૂઢ શું જોઇને મૂછ મરડે–હરિ.
પ્રૌઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી, પરહરી થઇ શું ડાળે વળગ્યો;
ઇશને ઇર્ષા છે નહિ જીવપરે, આપણે અવગુણે રહ્યોરે અળગો–હરિ
પ્રપંચ પરહરો સાર હૃદયે ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી;
નરસીઆ હરિતણી ભક્તિ ભૂલીશ મા,
ભક્તિ વીના બીજું ધુળધાણી–હરિ.

## ૯ રાગ એજ

એક ઘડી દિન ઉગ્યા પહેલાં, જો જીહ્વા મુખ રામ કહે;
રામ અને હરિકૃષ્ણજ કહેતાં, પાપ બાપડું ત્યાં ન રહે–ટેક.
કેશરી ગાજે જેમ મૃગલો નાશે, રવિ ઉગે જેમ તિમિર ટળે;
મેરૂ થકી મોટેરૂં પાતક, લઇ લક્ષ્મીવર દૂર કરે. –એક
રામ નામનો મહિમા મોટો, શિવ સનકાદિક ધ્યાન ધરે;
પૂરણ બ્રહ્મ અખંડ અવિનાશી, ત્રિવિધ તાપને દૂર કરે.–એક
એ પદ તો સુખદેવજી સેવે, ધ્રુવ અમરિષજ ધ્યાન ધરે;
અજામિલ અપરાધી પાપી, નારાયણનાં નામે તરે.–એક
નામ નિર્મળ ને ભક્તિ અવિચળ, ઋષિ મુની તેનું ધ્યાન ધરે;
નરસીઆના સ્વામીને ભજી લે, કોટિ જન્મનાં પાપ ટળે.–એક

## ૧૦ રાગ ઝુલણા

ધ્યાન ધર હરિતણું અલ્પમતિ આળસુ,
જે થકી જન્મનાં દુઃખ જાએ;
અવર ધંધો કરે અર્થ કાંઇ નવ સરે,
માયા દેખાડીને મૃત્યુ વ્હાએ. ૧
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણનાં ચરણમાં,
શરણ આવે સુખ પાર ન હોયે;
અવર વેપાર તું મેલ્ય મિથ્યા કરી,
કૃષ્ણનું નામ તું રાખ મ્હોંએ. ૨

પટક માયા પરી અટક ચરણે હરિ,
વટકમાં વાત સુણતાં જ સાચી;
આશાનું ભવન આકાશ સુધી રચ્યું,
મૂઢ એ મૂળથી ભીંત કાચી. ૩
અંગ યૌવન ગયું પલીત પિંજર થયું,
તોય નથી લેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેતરે ચેત દિન ચાર છે લાભના,
લીંબુ લેંકાવતાં રાજ લેવું. ૪
સરસ ગુણ હરિતણા જે જને અનુસર્યા,
તે તણા સુયશ તો જગત બોલે;
નરસૈયા રંકને પ્રીત પ્રભુશું ઘણી,
અવર વેપાર નહિ ભજન તોલે. ૫

## ૧૧. રાગ એજ.

જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજ વિના ધેનમાં કોણ જાશે;
ત્રણસોને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળીયો કોણ થાશે-૧
દહીંતણા દહીંથરાં ઘીતણા ઘેબરાં, કઢીઅલ દુધ તે કોણ પીશે;
હરિ માર્યો હાથીઓ કાળી નાગ નાથીઓ,
ભૂમીનો ભાર તે કોણ સ્હાશે. ૨.
જમુનાને તીરે વા'લા ગૌધેન ચારતાં, મધુરશી મોરલી કોણ વા'શે;
દાસ નરસૈઓ તારા ગુણ ગાઇ રીઝીઓ,
બુડતી બાંહેડી કોણ સ્હાશે. ૩.

## ૧૨. રાગ એજ.

હરિતણું હેત તને કેમ ગયું વીસરી, પશુરે ફેડીને નર રૂપ કીધું;
હાડને છેડ કરી સૌ તને હાંકતું, આજ વધારીને માન દીધું-ટેક.
ઘાંચીનું ગાળીયું કંઠથી ટાળીયું, નેત્રના પાટા શ્રીનાથે છોડયા;
તે ચરણુને નવ ભજ્યાં કૃતઘ્ની તેં, ન ગુણુ પાડના હાથ જોડયા-હરિ.
પગ ઠોકી કરી માગતો મૂઢમતિ, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા;
આજ ગોવિંદ ગુણુ ગાઇને નાચતાં, લાજ આવે તને કર્મહીણા-હરિ.
લાંબીશી ડોકને કાંકર ચાવતો, ઉંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે હળવે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે-હરિ.
પીઠ અંબાડીને અંકુશ માર સહી, વેણુ ઉડાડતો ધરણી હેઠો;
આજ ચુવાચંદન આભુષણુ અંગ ધરી, વેગે જાય છે તું વે'લે બેઠો-હરિ
અન્ન વસ્ત્ર ને ભૂષણુ સર્વ જે, તેહનો તુજને હતો ઉધારો;
નરસિંહના સ્વામીએ સર્વ સારૂં કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો-હરિ

---

## ૧૩. રાગ એજ.

જાગીને જોઉં તો જગત દીશે નહિ, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. ૧.
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપન્યા, અણુ અણુ માંહિ રહ્યારે વળગી;
ફુલને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તો નહિરે અળગી ૨.
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ ન હોયે

ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અંતમાં હેમનું હેમ હોયે. ૩.
જીવને શિવ તો આપ ઇચ્છાએ થયા, રચી પ્રપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈયો એ તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત સીધ્યા. ૪.

---

## ૧૪. રાગ એજ.

ધ્યાન ધર ધ્યાન ધર નંદના કુંવરનું, જે થકી અખિલ આનંદ પામે;
અષ્ટ મહા સિદ્ધિ તે દ્વાર ઉભી રહે, દેહનાં દુષ્કૃત તે દૂર વામે. ૧.
મોરનાં પીંછનો મુકુટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લટકે;
નીલવટ તિલક તે સુભગ કેશરતણું, કંઠમાંહી મુકતાફળ ઢળકે. ૨.
પીતામ્બર પલવટ કટિ ચારૂ ચીર છે,
લલિત ત્રિભંગી વા'લો વેણુ સ્હાયે;
કદંબના દ્રુમ તળે રાધિકા રસભરી, હરજીને સંગ આલાપી ગાયે ૩.
મોરલીની ધુન સુણી વનિતા વ્યાકુળ થઇ, ગોપીનાં હીંડતાં વૃંદ આવે;
નરસૈઆને મન આનંદ અતિ ઘણો, પુષ્પ મુકતાફળ લઇ વધાવે. ૪.

---

## ૧૫ રાગ એજ

જ્યાં લગી આતમા તત્વ ચિન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી,
મનુષ્ય દેહ તાહરો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી. ૧
શું થયું સ્નાન સેવાને પુજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું જટા ભસ્મ લેપન કરે, શું થયું લાલ લોચન કીધે. ૨

શું થયું તપ ને તીર્થ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલકને તુળસી દળથકી, શું થયું ગંગાજળ પાન કીધે. ૩
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રંગને રાગ જાણે;
શું થયું ખટ દરશન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે. ૪
એ છે પ્રપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો તત્વ દર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો. ૫

## ૧૬ રાગ ભૈરવ

જળ કમળ છોડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે–જળ.
કહેરે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવીઓ;
નિશ્ચે તારો કાળ જ ખૂટયો, અહીંઆ શીદને આવીઓ–જળ.
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવીઓ;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હારીઓ–જળ.
રંગે રૂડો રૂપે પૂરો, દીસતાં કોડીલ કોડામણો;
તારી માતાએ કેટલા જનમ્યા, તેમાં તું અળખામણો–જળ.
મારી માતાએ બેઉ જનમ્યા, તેમાં હું નટવર નાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કાનુડો–જળ.
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરીઓ;
એટલું મારા નાથથી છાનું, આપું તુજને ચોરીઓ–જળ.
શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરીઓ;

શાને કાજે નાગણુ તારે, કરવી ઘરમાં ચોરીઓ–જળ.
ચરણુ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડીઓ;
ઉઠોને બળવંત કોઇ, બારણે બાળક આવીઓ–જળ.
બેઉ બળીઆ બાથે વળીઆ, કૃષ્ણે કાળીનાગ નાથીઓ;
સહસ્ર ફેણે ફેંફવે, જેમ ગગન ગાજે હાથીઓ–જળ.
નાગણુ બહુ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઇ જશે, પછી નાગનું શીશ કાપશે–જળ.
બેઉ કર જોડી વિનવે, સ્વામી મુકો અમારા કંથને;
અમે અપરાધી નવ સમજીઆં, ન ઓળખ્યા ભગવંતને–જળ.
થાળ ભરી સગ મોતીએ, શ્રી કૃષ્ણને વધાવીઓ;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવીઓ–જળ.

---

## ૧૭ રાગ વેરાવળ

સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીઆં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીઆં–સુખ.
નળરાજા સરખો નર નહિ, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળે અન્નને પાણી–સુખ.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી;–સુખ.
સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરિ ગયો, સતી મહાદુઃખ પામી–સુખ.

## કાલીય દમન.




બેઉ બળીઆ સાથે વળીઆ, કૃષ્ણે કાળીનાગ નાથીઓ.
સહસ્ત્ર ફેણે ફુંફવે, જેમ ગગન ગાજે હાથીઓ.

(પૃષ્ટ ૧૪)

રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી–સુખ.
હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી–સુખ.
એ વિચારી હરિને ભજો, તે તો સહાય જ કરશે;
જુઓ આગે સાત્ય ઘણી કરી, તેથી અર્થજ સરશે–સુખ.
સર્વ કોઇને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભૂધરે, મહેતા નરસૈંના સ્વામી–સુખ.

---

## ૧૮ રાગ રામગ્રી

આવો અમારે દેશડે, મીઠા મોહન માવા;
દહિં દુધને વળી ઘૃત ઘણું, ખીરમાં ખાંડ ખાવા–આવો.
રસોઇ કરી ભાત ભાતની, કાન તમારે કાજે;
પ્રિતમ પ્રીતે પધારીએ, કૃપા કરીને આજે–આવો.
ગંગાજળ મેં તો ગરમ કર્યું, નાથ તમારે ના'વા;
આપું પીતામ્બર પહેરવા, ચાલો પરસાદ પાવા–આવો.
અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યા છે ધાઇ;
ગોપીઓ દેખી ઘેલી થઇ, અતિ મન હરખાઇ–આવો.
ભાવેથી ભોજન જમાડીઆં, બીડી પાનની દીધી;
ઘણા દિવસની ગોઠડી, કાન આગળ કીધી–આવો.
પ્રેમની સાંકળે બાંધીઆ, હવે નહિ દઉં જાવા;
નરસૈંના સ્વામી શામળા, ચાલો ગોકુળ ગાવા–આવો.

## ૧૯. રાગ વિલાસ,

નંદના કુંવર જાગો, મહારાજ લાલ જાગો;
જગાડે યશોદા મૈયા, નંદના કુંવર જાગો—ટેક.
વલોણાની ઝણ વાગી, વેણું વા'યું વ્હાલા;
આવડી શી ઉંઘ મારા, નંદજીના લાલા—જગાડે.
ચાર પાંચ વસ્ત્ર પહેરવાં, માંય પ્રેમનો ધાગો;
ગાલ ચુમી લઇ હરિને, તેડીને કીધો આઘો—જગાડે.
જાગ્યા જગજીવન પ્રાણ, મુકુટ ધર્યો માથે;
મનહરણી ચાલ ચાલે, મોરલી લીધી હાથે—જગાડે
દીન જાણી દયા કીધી, મુજપર કીધી મ્હેરરે;
ભલે મળ્યા નરસૈના સ્વામી, થઇ છે લીલા લ્હેર—જગાડે

---

## ૨૦. રાગ ઝુલણા છંદ.

સમરને શ્રી હરિ મેલ્ય મમતા પરી, શ્વાસ ઉચ્છાસ સંભાળ સ્વામી;
કાળ બળવંત તે પકડશે જીવને, તે સમે સ્હાય અંતરજામી. ૧.
ઉદરમાં ઉદ્યમ તેં શો કર્યો આથડી, માસ નવ તારી પ્રતિપાલ કીધી;
ઉદરથી અવતરી સંગ શું લાવીઓ, મૂર્ખ માયા ખરી માની લીધી. ૨.
રત્નચિંતામણી માનખો આપીઓ, અન્ન ઉદક તને તેજ પૂરે;
તે તણો ગુણ કોઇ વાર જાણ્યો નહિ, આંખો મેલી કરી વળગ્યો થૂરે. ૩.
માયાનો મોડ તે બાંધી માથે ફર્યો, કૃપાનિધિ કૃષ્ણ મેલ્યા વિસારી;

વીજ ચમકાર જેમ અંત ઉડી ગયો, કાયાને માયા કાંઇ નથીજ તારી ૪
હરિની માયા તે હરિચરણ સોંપવી, નિરાશી નિષ્ક્રિય થઇને રહેવું;
ખીમ કહે સતુગુરૂ પ્રસાદથી પામીએ, રસના ભજ રામ શ્રી કૃષ્ણ કહેવું ૫

---

## ૨૧ રાગ ભૈરવી પ્રભાત

પ્રાતઃ થયું રે મારા પ્રાણ સ્નેહિ, જાગો જીવન જાઉં વારી–ટેક.
દર્શન કારણ મુનિવર મોટા, આવ્યા હરખભર્યા ભારી–પ્રાતઃ
પંચાનન સહસ્રાનન ષડ્મુખ, ગજ વદનો વર ઉર્ગારી;
શારદ નારદ વ્યાસ કીર મુનિ, સનકાદિક ઋષિચ્ચારી–પ્રાતઃ
મૂષક વાહન શિખિવાહન જુત, વૃષભેશ્વર ભવભય હારી;
ગાયે નાચે કરે કુતૂહલ, મૂર્તિ તમારી ઉર ધારી–પ્રાતઃ
વદન ઉઘાડો અરવિંદ લોચન, નિરખો કૌતક કંસારિ;
પ્રેમાનંદનો નાથજી ઉઠયા, દીધાં દરશન સુખકારી–પ્રાતઃ

---

## ૨૨ રાગ ભૈરવી

પ્રભાતે ઉઠીને પ્રાણી, શ્રી ઘનશ્યામ સંભારો રે;
મંગળરૂપ મનોહર મૂર્તિ, લઇ અંતરમાં ધારો રે–પ્રભાતે
અશરણ શરણ કૃષ્ણ અવિનાશી, નટવર નંદ દુલારો રે;
મોરલીધર મોહન મધુસૂદન, એવાં નામ ઉચ્ચારો રે–પ્રભાતે
ભરતખંડમાં નરતન પામ્યા, અવસર આવ્યો સારો રે;
નંદકુમાર ચરણ ચિત્ત ધારી, વિષય વિકાર વિસારો રે–પ્રભાતે

ભજીએ રંગ રહિત ભૂધરને, તજીએ સંગ નઠારો રે;
કુળ મર્યાદા મેલીને કરીએ, પ્રાણજીવનને પ્યારો રે-પ્રભાતે
સાચા સંતની સોબત કરીને, કર્મનો ભાર ઉતારો રે;
બ્રહ્માનંદ કહે હરિ ભજો તો, સરશે અર્થ તમારો રે-પ્રભાતે

## ૨૩ રાગ એજ

પ્રભાતે ઉઠીને પ્રાણી, ગોવિંદ કેમ નથી ગાતો રે;
આઠ જામ ધામ ધન અર્થે, કામ થકી નથી કાતોરે-પ્રભાતે.
માતતણા ઉદરની માંહી, અહોનિશ અકળાતો રે;
જઠરાનલની ઝાળે બળતો, અતિ કષ્ટ તુંને થાતો રે-પ્રભાતે.
તે દુઃખમાંથી બારે કાઢયો, માયાનો મદમાતો રે;
પરધન પરત્રિય કારણ ડોલે, બોલે મુખ મરડાતો રે-પ્રભાતે.
ગરભમાંહી નિત્ય ગરજુ થઇને, ખુટલ તું સમ ખાતોરે;
તે હરિથી અવળો થઇ ચાલે, લંપટ નથી લજાતોરે-પ્રભાતે.
જમપુરીમાં જમવાને બાંધ્યો, ભુંડપ કેરે ભાતોરે;
બ્રહ્માનંદ કહે સમજ હજી તો, ઉગરીશ જાતો જાતોરે-પ્રભાતે.

## ૨૪ રાગ પ્રભાતિ

પ્રાત થયું પંખી બોલ્યાં, જાગો જીવન મારા;
આલસડું મેલીને ઉઠો, હરી પ્રાણ થકી પ્યારા—પ્રાત.

મહિ વલોવા ધેનુ દોવા, ઉઠી મહીઆરી;
માવ તમારૂં મુખડું જોવા, આવી ઉભી બારી—પ્રાત.
કોમલ દાતણ તૈયાર કરીને, લાવીને ધરીયું;
કંચન કેરી ઝારીમાં, જળ જમુનાનું ભરીયું—પ્રાત.
ઝાઝું માખણ જમવા આપું, ધૃત સાકરને પોળી;
બ્રહ્માનંદના નાથ ઉઠો, જાઉં મુખ પર ઘોળી—પ્રાત.

## ૨૫. રાગ પ્રભાત ઝુલણા

રાત ગઇ જીવડા પ્રાત આવી ફરી,
જાગ્યને શું સુતો સોડ તાણી;
દે શય્યા પરહરી ધ્યાન ધર શ્રી હરિ,
સમજ મન અંતની એ કમાણી—રાત.
આવીને ગર્ભમાં દુઃખ પામ્યો અતિ,
વચન તેં બહુ કર્યા કરગરીને;
યાદ કર એ બધાં ઋણ એ તાહરૂં,
ફેડવા ચિત્ત ધર શ્રી હરિને—રાત.
અલ્પ આયુષ્યનો એક દિન ચાલીઓ;
દેહ આ છે નહિ હાથ ત્હારે;
માયા આ જગ્તની આળપંપાળ છે,
મૂકી ધર એહને જે ઉગારે—રાત.

માત ને તાત વળી ભ્રાતને સુત સૌ,
એ બધાં તાહરા માર્ગ રોકે;
દ્વારમાં સાર ના સ્વાર્થનાં એ સગાં,
મૃત્યુનાં મૂખમાં તુંને મૂકે—રાત.
સૃષ્ટિનો નાથ અનંત પરિબ્રહ્મ જે,
મૂળ આ જગતનું એક સાચું;
રટણકર એહનું રમણ સાચું કહે,
એ વિના વિશ્વમાં સર્વ કાચું—રાત.

## ૨૬ રાગ પ્રભાત

માન કહ્યા માન કહ્યા, માન કહ્યા મેરા;
કામ ક્રોધ લોભ છાંડ, જાની રૂપ તેરા—માન.
કામ ક્રોધ લોભ તીનુ, નરકદ્વાર ભારી;
બેર બેર દુઃખ દેત, દુષ્ટ જ્યોં જુગારી—માન.
કામ એષ ક્રાધ એષ, ગીતામાંહી ગાયો;
મહાભોગી મહાપાપી, શત્રુહિ બતાયો—માન.
દેહપાર ઇંદ્રિયપાર, બુદ્ધિપાર જો હે;
રૂપ જયકૃષ્ણ તેરા, નિર્વિકાર સોહે—માન.

## ૨૭ રાગ પ્રેમ પ્રભાત

દશરથ સુત રામચંદ્ર, સુન પુકાર મેરી;
મેં પાપી પર છાંડ દંડ શરન આયો તેરી—દશરથ.
સીબરીકો પ્રભુ અતિ સ્નેહ, વાકી પત રાખી;
પઠાઇ નીજ પરમ ધામ, સુર નર મુનિ સાખી—દશરથ.
ઢીમર કુલ અતિ કઠોર, ભારી હઠ કીનો;
વાકું રામ રીઝ રીઝ, અભય દાન દીનો—દશરથ.
ચરણુ રેણુકો પ્રતાપ, અહલ્યા ઓધારી;
ઐસેં પ્રભુ દીન બંધુ, સંતન સુખકારી—દશરથ.
કામ ક્રોધ મોહ લોભ, મમતા નવ તૂટે;
આપકી કૃપાસેં મેરો, જન્મ મરણુ છુટે—દશરથ.
ભક્તન પ્રતિપાલ પ્રભુ, કૃપા દૃષ્ટિ કીજે;
તુલસીદાસ શરન આયે, અપનો કરી લીજે—દશરથ,

## ૨૮ રાગ પ્રભાત

પ્રાત સમય રઘુવીર જગાવે, કૌશલ્યા મહતારી;
ઉઠો લાલજી ભોર ભયો હૈ, સુરનર મુનિ હિતકારી-પ્રાત.
બ્રહ્માદિક ઇન્દ્રાદિક દેવતા, સનકાદિક ઋષિચારી;
વાણીવેદ નિરંતર ગાવે, રઘુપતિ યશ વિસ્તારી-પ્રાત.
બંદિજન ગાંધર્વ ગુન ગાવે, દેવે નાચત તારી;
સૈન્ય સહિત શિવ દ્વારે ઠાડે, હોત કોલાહલ ભારી-પ્રાત.

સુની પ્રીય બચન રઘુપતિ જાગે, નેનન પલક ઉગારી;
ધર્મધ્યાન કરી ઉદય ચરાચર, આનંદ અતિ નરનારી–પ્રાત.
ચમર છત્ર લીયે ભરત શત્રુઘ્ન, જનક સુતા લીયે ઝારી;
મેવાપાન લીયે કર લછમન, ભર કાંચનકી થારી–પ્રાત.
કરી સ્નાન દાન પ્રભુ દીના, ગો ધન કાંચન ભારી;
તુલસીદાસ આશ રઘુવરકી, ચરન કમલ બલિહારી–પ્રાત.

---

## ૨૯ રાગ પ્રભાત

ઉઠ પ્રભાત સમર લે, તું શ્રી ગનેશ દેવ:;
માતા જાકી પાર્વતી ને, પિતા શંકર દેવા–ઉઠ.
એક દંત દયાવંત, ચાર ભુજા ધારી;
મસ્તકે સિંદુર સોહે, મૂષકકી સવારી–ઉઠ.
ચડનેકું પાન ફૂલ, ખાનેકું મેવા;
સકલ સૃષ્ટિ તુમકું રટત, શંકર મહાદેવા–ઉઠ.
સંગ સિદ્ધિ બુદ્ધિ, ચમર નિત્ય કરે;
વાકો નામ નિત્ય લીજે, સરવ વિઘ્ન હરે–ઉઠ.
કનક થાળ મુક્તા માળ, જાત સહુ વારી;
તાન સેન ગજાનન, ગાવત સુખકારી–ઉઠ.

---

## ૩૦ રાગ પ્રભાત

ભજતો ભજ ભગવાનને, તજતો તૃષ્ણાને તજજે;
ગાતો ગાજે ગોવિંદને, સજતો શુભને સજજે-ભજતો.
નમતો નમજે નારાયણને, કટતો ક્રોધને કટજે;
જપતો જપ જદુનાથને, રટતો રામને રટજે-ભજતો.
લજતો લાજજે લોભને, ગલતો જ્ઞાનમાં ગલજે;
કથતો કથજે શ્રીકૃષ્ણને, મિલતો મોક્ષમાં મિલજે-ભજતો.
માનતો માનજે મહંતને, વરતો વિઠ્ઠલને વરજે;
સેવ તો સેવ સતસંગને, ડરતો દોષથી ડરજે-ભજતો.
મૂકતો મૂકજે મોહને, દમ તો દેહને દમજે;
કહે શીવજી એવું સમજીને, ભમતો ભક્તિમાં ભમજે-ભજતો.

---

## ૩૧ જય ગનેશ જય ગનેશ-એ રાગ

રામકૃષ્ણ રામકૃષ્ણ, રામકૃષ્ણ ભજરે;
કુટિલ કપટ કામ ક્રોધ, લોભ મોહ તજરે-રામકૃષ્ણ.
ગાવત ગુનગાન મહેષ, પાવત નહિ પારશેષ;
ઇંદ્ર ચંદ્ર હર હમેશ, પરસત પદ રજરે-રામકૃષ્ણ
સુરનર મુનિ ધરત ધ્યાન, નારદ શારદ કરત ગાન;
ભજન કરત ભુલત ભાન, સેવત પદ અજરે-રામકૃષ્ણ.
નિશદિન શીર ફીરત કાલ, લપટ જપટ કરત હાલ;
રૂદન કરત પરત જાલ, કરત કરમ લજરે-રામકૃષ્ણ.

કહત ભેદ બાર બાર, ગીનત નહિ જન ગમાર;
ગરીબદાસ સુન પુકાર, સંમ દમાદિ ભજરે-રામકૃષ્ણ.

## ૩૨ રાગ પ્રભાત.

સગપણ સાચું શાનું ભાઇ, શું માયાને વળગું રે;
ગરજા ગરજી સહુ મળ્યું છે, અંતે રહેશે અળગું રે-સગપણ.
ધનને કાજે તન પીલીને, ભૂમિ ભેળું ભરવું રે;
ઘડી એક તો પ્યારી જાએ છે, તારે તો છે મરવું રે-સગપણ.
ઉંચો ઉંચો મહેલ બનાવી, ફૂલ્યા ફાલ્યા ફરવું રે,
એ મંદિરમાં કોણ માલશે, તારે તો છે મરવું રે-સગપણ.
બચકે બાંધ્યા વસ્ત્રને વાઘા, ઘાણું ઘરેણું કરવું રે;
પટોળાં તારાં કોણ પહેરશે, તારે તો છે મરવું રે-સગપણ.
ઘોડા હાથી માલ ખજાના, સુખપાલમાં ફરવું રે;
એમાં જાને કોણ બેસશે, તારે તો છે મરવું રે-સગપણ.
ભજન કરી લે મન વૈરાગી, કર્ટ હૈયાના ફૂટા રે;
કહે કલ્યાણ કહ્યું ન માને, રામ તને શું રૂઠયા રે-સગપણ.

## ૩૩ રાગ ઝુલણા

એક કરતાર આધાર સરવે તણો, એ નિરાધાર ઓંકાર આપે;
વિવિધ પ્રકારની વિશ્વરચના રચે, સાંધી સંબંધ માપે અમાપે. ૧.
સ્થુલને સૂક્ષ્મની સાથ સંબંધ છે, વ્યક્ત અવ્યક્તને સંગ સાંધ્યો;
કાનને શબ્દની સાથ સંબંધ છે, નેત્રને રૂપ સંબંધ બાંધ્યો. ૨.

જીભને રસ વિષે નાકને વાસમાં, ચર્મને સ્પર્શ શું પ્રીતિ તેવી;
એમ અપાર કૌશલ્ય અવિનાશનું, યોગ્ય રચના રચે એવી એવી. ૩.
અગણિત અંડનો નાથ એ નિત્ય છે, શક્તિને સિદ્ધ અનંત એમાં;
છોટમ ભાવથી એ પ્રભુ ઓળખે, બ્રહ્મ સુખભોગ આવેજ તેમાં. ૪

## ૩૪. રાગ એજ.

ધ્યાન ધર ધ્યાન ધર ધર્મના પુત્રનું, જે થકી સર્વ સંતાપ નાશે;
કોટિ રવિચંદ્રની કાન્તિ ઝાંખી કરે, એહવા ઉર વિષે નાથ ભાશે ૧.
શીરપર પુષ્પોનો મુકુટ સોહામણો, શ્રવણપર પુષ્પનાં ગુચ્છ શોભે;
પુષ્પના હારની પંક્તિ શોભે ગળે, દેખતાં ભક્તનાં મન લોભે. ૨.
પચરંગી પુષ્પનાં કંકણ કર વિષે, બાંય બાજુબંધ પુષ્પ કેરાં;
ચરણમાં શ્યામને નુપૂર પુષ્પનાં, લલિત ત્રિભંગી શોભે ઘણેરાં. ૩.
અંગે અંગ પુષ્પનાં આભ્રણ પે'રીને, દાસપર મહેરની દૃષ્ટિ કરતા;
કહે છે મુક્તાનંદ ભજ દૃઢ ભાવશું, સુખ તણા સિંધુ સર્વકષ્ટ હરતા ૪.

## ૩૫. રાગ એજ.

પ્રીત કર પ્રીત કર પ્રકટ પરિબ્રહ્મશું,
પરહર અવર પામર પ્રાણી;
પરોક્ષથી ભવતણો પાર આવે નહિ,
વેદવેદાંત કહે સત્ય વાણી. ૧.

---

કાવ્યદોહન મ્હોટું—પ્રાચીન કાવ્યસંગ્રહ ગ્રં. ૩)

કલ્પતરૂ સર્વના સંકલ્પ સત્ય કરે,
પાસ જઇ પ્રીતશું સેવે જ્યારે;
તેમજે પ્રકટ પુરૂષોત્તમ પ્રીછશે,
થાશે હરિજન તત્કાળ ત્યારે. ૨.
પ્રકટને ભજી ભજી પાર પામ્યા ઘણા,
ગીધ ગુનીકા કપિ વૃંદ કોટિ;
વ્રજ તણી નાર વ્યભિચાર ભાવે કરી,
પ્રકટ ઉપાસના સહુથી મોટી. ૩.
શ્રી નારાયણ સ્વામીને પરહરી,
જાર ભજનાર સહુ ખ્વાર થાશે;
કહે મુક્તાનંદ પ્રકટ ભજ પ્રાણીઆ,
અઘતણા ઓઘ તત્કાળ જાશે. ૪.

---

### ૩૬. રાગ એજ.

કોણ કરમે કરી હરિ ગયો વીસરી,
ધરી ધરી દેહ દુઃખ પામ્યો પ્રાણી;
નિર્લજ તુજને લાજ આવે નહિ,
શું બેઠો હૈડામાં હરખ આણી—કોણ.
ભુવન એ ભાસકી હેડ સુત સુંદરી,
દામ ડહકલા લેજો જાણી;
માયાનો માર માથાપર બહુ પડે,
ફેરવ્યો અહંકારે ચાર ખાણી—કોણ.

મરી મરી અવતર્યો મૂઢ થાક્યો નહિ,
થાક્યા યમદૂત કરી ખેંચતાણી;
કૂકર પૂછને વેદ કોટિ મળે,
સીધી ન થાય એ વેદ વાણી—કોણ.
વાંસને વાસ નવ લાગે ચંદન તણી,
મુંજે ભીંજે નહિ ગંગપાણી;
પ્રીતમ પ્રાણીને પ્રતિત આવે નહિ,
જો સમજાવે શિવ શારદા રાણી—કોણ.

---

## ૩૭ રાગ એજ

જ્યાં લગી જીવનની જાત જાણી નથી,
ત્યાં લગી તાણ તાણા રહે છે.
આદ્ય વિચારતાં અંત્ય મધ્ય એક છે,
વસ્તુ સાચી તે વેદાંત કે' છે—જ્યાં.
જાત જાણ્યા વિના મતપંથ બહુ થયા,
અટકી રહ્યા આંધળા આપ ભૂલ્યા,
વધી ગયા વાદમાં હરિ નાવે હાથમાં,
મેરૂ જવા કરે મન પાય લૂલા—જ્યાં.
જાત જાણ્યા વિના યોગ સાધન કરે,
પરહરે કામ ને ધન ધામ મૂકે;
હઠે કરી આદરે પેરેથી પાછા ફરે,
વૈભવ ભોગવી ભક્તિ ચૂકે—જ્યાં.

અણછતો આપણું આપ ભૂલી ગયો,
જીવ થઇ જાયતો કર્મ ઘાટે;
બુદ્ધિના ઠાઠમાં વાટ સૂઝે નહિ,
આવવું જાવું તે એજ માટે—જ્યાં.
જાત જાણ્યા પછી જન્મ મૃત્યુ ટળે,
પારો ગરે પાણીમાં પાછો ના'વે;
ભોજલ બ્રહ્મવેત્તા જેને ગુરૂ મળે,
તો આ નરદેહ અભેપદ પામે—જ્યાં.

---



# પ્રાસાદિક કાવ્ય વિભાગ

## છંદ-કીર્તન વિગેરે.

### ૧. પદ-રાગ ચાબખાનો

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય, તારા દિલનું કપટ નવ જાય-ટેક.
પ્રભુ કીર્તન પ્રભુ નામ સ્મરણમાં, અનીશે આળસ તારે;
ડાચાકુટ લવ પરનિંદામાં, આખો દિવસ નવ હારે-પ્રભુ.
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તારી કંપે;
ગંજીફો સોગટાં કૂટતાં, આઠ પહોર નવ જંપે-પ્રભુ.
હરિનું ચંદન ઘસતાં તારૂં, શ્રમથી શરીર બગડે;
કુંડી કુદકું લઇ મરી મસાલો, ભાવે ભાંગજ રગડે-પ્રભુ.
એકાદશી ઓચ્છવનાં જાગરણ, અતિ કઠણ તને લાગે;
ભાંડ ભવૈયા જોવા સારૂં, સારી રાતજ જાગે-પ્રભુ.
હરિના ભગતને લૂખું સૂકું વેઠજ વળગી જાણે;
સગાં સંબંધી પરૂણા આવે તેને, પીરસે મીષ્ટ પરાણે-પ્રભુ.
બે પૈસાની ગુરૂ સેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે;
ઘરની સ્રી જ્યારે માગે ઘરેણું, હસી મગન થઇ ડોલે-પ્રભુ.
ખોટાં મોતી કાચ કીડીઆં, ભગવત ભૂષણ ઘાલે;
સોનું રૂપું માણ મુકતા વીણુ, સુત સ્રીને નવ ચાલે-પ્રભુ.
જગ દેખતાં જપવા બેસે, બાકી નાહ્ય ન ખાવા;
ગળાં કાપે ત્યાં થાય ગળગળો, એ વૈશ્નવના ભાવા-પ્રભુ.

આ કરવું આ ન કરવું એમ, અન્યને શિક્ષા દે છે;
તે પ્રમાણે તું નથી કરતો, અનુચિત કર્મ કરે છે–પ્રભુ.
અંતરના છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી;
એ તો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી–પ્રભુ.

## ૨ રાગ કાફી

ફુલ્યો શું ફરે છે, ભુલ્યો ભવ કુપમાં પડ્યો,
મનુષ્ય દેહ રૂપી રે, ખોયો મણિ હાથે ચઢ્યો–ટેક.
ડાહ્યો થઇને દુનિયામાં ફર્યો તું, તેણે સર્યું શું તારૂં કાજ;
શે નવ જાણે જાવું મલકમાં, ત્યાંહા કયમ કરી રે'શે લાજ;
ડાંપણ તારૂં ત્યારે રે, જ્યારે ના જમ હાથ ચઢ્યો–ફુલ્યો.
વરણાગીમાં વાટ જ ઉઠી, જ્યારે નર્ક નિવાસ ઠર્યો;
મિથ્યા જનની ભારે મારી, અલ્પ જન્મ ધર્યો ન ધર્યો;
માટે જોને જાગી રે, અવસર આવી અડ્યો–ફુલ્યો.
શુંરે થયું સંપત ઘણી મળે, શું થયું મોટે ઘર દ્વાર;
નિશ્ચિંત થઇને હરિને ન ભજ્યા, તારો ધિક્ક પડ્યો અવતાર;
ધિક્ક તારૂં જીવ્યું હેવેરે તને શાને ઘડ્યો–ફુલ્યો.
સમજ મન મારી શીખામણ, મમત મુકી પરી;
કર સમરણ પુરૂષોત્તમ બ્રહ્મ, રટ રાધે કૃષ્ણ હરિ;
ત્યારે દયો જાણે રે, સર્વથી સરસ તું નીવડ્યો–ફુલ્યો.

## ૩ કીર્તન-રાગ સારંગ

મન તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે-ટેક
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રી કૃષ્ણચંદ્રનું, જન્મ મરણ ભય હરે—કૃષ્ણને.
નવ માસ પ્રાણી શ્રી કૃષ્ણનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લખ ચોરાશી ફરે—કૃષ્ણને.
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે—કૃષ્ણને.
દોરી સર્વની એના હાથમાં ભરાવ્યું ડગલું ભરે;
જેવાં જંત્ર વજાડે જંત્રી, તેવા સ્વર નીસરે—કૃષ્ણને.
થનાર વસ્તુ થયા કરે જયમ, શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાએ, જયમ ગજ કોઠું ગળે;—કૃષ્ણને.
જેનું જેટલું જે જે કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહિ કો'થી, શીદ કુટાઇ મરે—કૃષ્ણને.
તારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપણનું અજ્ઞાનપણુએ, મૂળ વિચારે ખરે—કૃષ્ણને.
થાવાનું અણચિંત્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ્ય ભરોસો રાધા વરનો, શીદ દયારામ ડરે—કૃષ્ણને.

---

### ૪ રૂ.ગ એજ

જે કોઇ પ્રેમ અંશી અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે-ટેક.
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે;
વિના કાંચન સૈ અવર ધાતનું પાત્ર ફોડી નીસરે—પ્રેમ.
સફળ જીવનું જીવન સાકર, ખરનાં પ્રાણ જ હરે;
ક્ષાર સિંધુની માછલડી તે, મીઠા જળમાં મરે—પ્રેમ.
સોમવલ્લિ રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગર વંશીને વમન કરાવે, વેદવાણી ઉચરે—પ્રેમ.
પ્રેમ ભક્તિ વિના પુરૂષોત્તમ, તે પૂંઠે નવ ફરે;
દયારામ કહે તે પ્રીતમને, શ્રી ગોવર્ધન ધરે—પ્રેમ.

---

### ૫ પ્લવંગમ છંદ

છત્રે થાતી છાય, છડીધર છાજતા,
હાથી હોદ્દામાંય, રસિક બીરાજતા,
આયુષરિદ્ધિ અનેક, ભરેલી ભાગ્યમાં,
તે સૂતા દિન એક, ઉછળતી આગ્યમાં. ૧

ભોગવના ઉપભોગ, મહાસુખ માણતા,
જોતાં જોગ અજોગ, જરી નહિ જાણતા;
કીધા દામ કરોડ, ખજાને ખાણમા,
સૂતા તાણી સોડ, મસીદ મસાણમાં. ૨

ઇંદ્રપુરી અનુસાર, નગરીઓ નોખમાં,
કોટિધ્વજ સાહુકાર, ગરજતા ગોખમાં;
સુંદરીઓ ગુણસાર, મહાગુણ મર્દમાં,
કો જાણે કઇ ઠાર, ગઇ મળી ગર્દમાં. ૩
માટે મારા મિત્ર, વિચારો વાત રે,
પાપી મટી પવિત્ર, ભલા થઇ ભ્રાત રે;
જીવનનું ફળ જાણી, ભજો ભગવાન રે,
અંતર પ્રીતિ આણી, ધરો નિત ધ્યાનરે. ૪
(દલપતરામ.)

---

## ૬ મોતીદામ છંદ

કદી અભિમાન કરે જન કોય, હજાર વસા હલકો બહુ હોય;
કહું શુભ કે'ણ સૂણો સઉ કાન, ભજો ભગવાન તજો અભિમાન.
ગયો પડી રાવણનો પણ ગર્વ. સમા પર શત્રુ થયા જન સર્વ;
નકી થયું પ્રાણ તણુ નુકશાન, —ભજો.
કહો વળી ક્યાં દુર્યોધન કર્ણ, મહોન્મત પામી ગયા પણ મર્ણ;
દીધાં દરરોજ સદાવ્રત દાન. —ભજો.
છતા જગમધ્ય હતા જન જોધ, કળે કરતા રિપુ ઉપર ક્રોધ;
મુવા બળીઆ તજી બાણ કમાન, —ભજો.
થતી શીર છત્ર તણી શીળી છાંય, કશું કરતાં ડરતા નહિ કાંય;
ગયા નર આપ રહ્યા ગુણગાન, ભજો.

ભજે જન જો સઘળા ગુણ સાર, લહે મનમાં અભિમાન લગાર.
મળ્યાં દૂધ સાકર ઝેર સમાન. —ભજો.
ચહો ચિત્તથી જગમાં જશ જોય. કદિ અભિમાન કરો નહિ કોય;
હશો નર નમ્ર થશો ગુણવાન. —ભજો.
રણે અભિમાન [illegible] મિત્ર. [illegible] પવિત્ર;
પડે પછી [illegible] પિછાન —ભજો,
[illegible]
[illegible]

---

## ૬ રાગ પ્રભાત કડખો

જે ગમે જગતગુરુ દેવ જગદીશને,
 તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે,
 ઉગરે એક ઉદ્વેગ ધરવો—જે ગમે.
હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા,
 શકટનો ભાર જ્યમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે,
 યોગી યોગેશ્વરા કો'ક જાણે—જે ગમે.
નીપજે નરથી તો કોઇ ન રહે દુઃખી,
 શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાયને રંક કોઇ દૃષ્ટે આવે નહિ,
 ભવન પર ભવન પર છત્ર દાખે—જે ગમે.

ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા,
માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહનાં ભાગ્યમાં જેહને જે લખ્યું,
તેહને તે સમે તેજ પહોંચે—જે ગમે.
ગ્રંથ ગરબડ કરી, વાત ન કરી ખરી.
જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી આપ સાર્નાં લહે,
જાય છે એજ મન એમ સૂઝે—જે ગમે.
સુખ સંસારી મિથ્યા કરી માનજો.
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી કરી નરસૈંયો એમ કહે,
જન્મ પ્રતિ જન્મ હરિને જ યાચું—જે ગમે.

---

## ૮ પદ-રાગ જંગલો

વાસ નહિ જ્યાં વૈષ્ણવ કેરો, ત્યાં નવ વસીએ વાસડીઆં;
શ્વાસોચ્છવાસ હરિ સ્મરણ ન કરે તે,
શ્વાસ ધમણ કેરી શ્વાસડીઆં—વાસ.
જીભલડી જપ માળા ન જપે તે,
જીભલડી નહિ ખાસડીઆં;
જનમ તેનો નહિ લેખામાં,
જે ન કહેવાય હરિ દાસડીઆં—વાસ.

મોહનજીની માયા પાખે,
અવર માયા જમ ફાંસડીયાં;
ભણે નરસૈંઓ ભારે મારી,
માવલડી દશ માસડીઆ—વાસ.

---

## ૯. રાગ એજ.

નારાયણનું નામ લેતાં, વારે તેને તજીએરે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએ રે–નારાયણ.
કુળને તજીએ કુટુંબને તજીએ, તજીએ મા ને બાપરે;
ભગિની સુતદારાને તજીએ, જેમ તજે કંચુકી સાપરે–નારાયણ.
પ્રથમ પિતા પ્રલ્હાદે તજીઓ, નવ તજ્યું હરિનું નામરે,
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજ્યા શ્રી રામ રે–નારાયણ.
ઋષિ પત્નિ શ્રી હરિને કાજે, તજીઆ નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઇએ ન ગયું, પામી પદારથ ચાર રે–નારાયણ.
વ્રજ વનિતા વિઠ્ઠલને કાજે, સર્વ તજી વન ચાલી રે;
ભણે નરસૈંઓ વૃંદાવનમાં, સર્વે ગોપી મહાલી રે–નારાયણ.



## ૧૦ ધોળ.

ઘડપણ કોણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ–ઘડપણ.
ઉમર તો ડુંગર થયા રે, પાદર થયા પરદેશ;
ગોરી તો ગંગા થઇ રે, અંગે ઉજળા થયા છે કેશ–ઘડપણ.

નો'તું જોઇતું તે શીદ આવીયું રે, નો'તી જોઇ તારી વાટ;
ઘરમાંથી હળવાં થયાં રે, કહેશે ખુણે ઢાળો એની ખાટ-ઘડપણ.
નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ;
રોજ રોજ જોઇએ રાબડી રે, એવી બળીરે ઘડપણની ટેવ-ઘડપણ.
આંખે તો સુઝે નહિ રે, થર થર ધ્રુજે કાય;
ખાધું અન્ન પચે નહિ રે, વળી બેઠાં તો નવ રહેવાય-ઘડપણ.
પ્રાતઃ કાળે પ્રાણ મહારા રે, અન્ન વિના અકળાય;
ઘરનાં કહે છે મરતો નથી રે, તને બેસી રહેતાં શું થાય-ઘડપણ.
દીકરા તો જૂજવા થયા રે, વહુ દે છે ગાળ;
દીકરીયોને જમાઇ લઇ ગયા રે, હવે ઘડપણમાં શા હાલ-ઘડપણ.
નવ નાડીઓ જુજવી પડી રે, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફટફટ કરે રે, નાનાં મોટાં મળી દે છે ગાળ-ઘડપણ.
આવી વેળા અંતકાળની રે, ત્યારે દીકરા પધાર્યા પાસ;
પાંસડીએથી છોડી વાંસળી રે, તેણે લઇ લીધી તેણી વાર-ઘડપણ.
એવું જાણી સૌ હરિ ભજો રે, સાંભળજો સૌ સાથ;
પર ઉપકાર કરી પામશો રે, જે કાંઇ દીધું હશે જમણે હાથ-ઘડપણ.
એવું નફટ છે આ વૃદ્ધપણું રે, મુકી દો સૌ અહંકાર;
ધર્મનાં સત્ય વચન થકી રે, મ્હેતો નરસૈં ઉતરે ભવ પાર-ઘડપણ.

## ૧૧ ભજન.

કોઇનો ભાર ન રાખે મોરારી,
આપે વ્યાજ શીખે ધન વાળી—ટેક.

સુદામાજીનાં તાંદુલ લીધાં,
તેના મહેલ કનકનારે કીધા—કોઇને.
દ્રૌપદીજીનું આવ્યું રે ટાણું,
ચીર પૂર્યાં છે નવસે નવાણું;
પાટો બાંધ્યો'તો પીડા રે જાણી,
ચીર પૂર્યાની એ એંધાણી—કોઇને
થોડું ચંદન કુબજાનું લીધું,
એનું રૂપ અનૂપમ કીધું:
ગોવાળીએ ઓચ્છવ કીધો,
પહાડ કરપર ગોવર્ધન લીધો—કોઇને.
જેનું લીધું હતુ તેનું દીધું,
તેમાં પરમારથ તેં શું કીધુ,
ધન્ય નરસિંહા તારી વાણી,
એમ બોલ્યા સારંગપાણિ—કોઇના.

---

## ૧૨ પદ

જેને ઘેર હરિજન હરિયશ ગાય, તે તો નિત્ય ગંગામાં ન્હાય;
અડસઠ તીરથ ગુરૂને આંગણે, દૂર ગએ શું થાય—જેને.
ધ્રુવ નાહ્યા પ્રહલ્લાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન;
પ્રીત કરી પરીક્ષત નાહ્યા, જોગી શુકદેવ જાણ—જેને.
સહુ સંત મલી ધારણ બાંધ્યું, જ્ઞાન ગંગા તોળાય;
જપ તપ તીરથ જોડે મળ્યા, તેમાં સાધન મળી જાય—જેને.

જ્ઞાન ગંગાનો મહિમા મોટો, મુખે કહ્યો નવ જાય;
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી
હેતે હરિના ગુણ ગાય—જેને.

## ૧૩ કીર્તન

કૃષ્ણ ભજીલે કૃષ્ણ ભજીલે, કૃષ્ણ ભજીલે ભાઈરે;
આ દુનિઆમાં સર્વે માંહી, સાચી એક સગાઇ રે—કૃષ્ણ.
જૂઠી માયા જૂઠી કયા, જૂઠ બેન ને ભાઈ રે;
જૂઠું જોબન અસ્થિર ધન છે, સ્વાર્થની ભલાઇ રે—કૃષ્ણ.
જમ દ્વારે જાતાં ભાઇ, સાથ ન આવે કાંઇ રે,
પણ પાપ પુણ્ય ન પહેલા મૂકે, તજતાં ન જાય તજાઇ રે—કૃષ્ણ.
કરણી તેવી પાર ઉતરણી, અંતે ધર્મ સગાઇ રે;
દાસ નરસૈંઓ એમ કહે જે, ભજો કૃષ્ણને ભાઇ રે—કૃષ્ણ.

## ૧૪ રાગ મેવાડો

જુવાનીને દા'ડેરે, હરિજે જાણ્યા નહિ રે;
મોહ્યું પરદારા સાથે મન;
કાંઇક તો મોહ્યા રે કામિનીના કેફમાં રે;
કાંઇ એક જોડવા લાગ્યા ધન —જુવાનીને.
પચીસને પચાસરે, પરપંચમાં ગયાં રે,
દોહીલા આવ્યા આઠ વર્ષના દન;

સીતેરને સુધીરે, કાંઈ સમજ્યો નહિ રે,
પછી ચાલ્યો સાધન કરવા વન —જુવાનીને.
આંખડીએ નહિ સૂઝેરે, ગળે બહુ નાસિકારે,
બોલે તે તો સંભળાય નહિ કરણ;
માયા તો ન મૂકે રે તુટે નહિ તૃષ્ણા રે,
ઓળખાય નહિ અશરણા શરણ —જુવાનીને.
હાથમાં લાકડી ને ચરણ ચાલે નહિ રે,
તુટીને શીતળ થયું છે તન;
મુખમાંહી દાંતરે એકે દીસે નહિ રે,
તો એ પાપી ઉદર માગે અન્ન —જુવાનીને.
ભાગ્ય જેનું ભલું રે આ અવસરને ઓળખ્યો રે,
તે તો પ્રાણી કહેવાએ હરિજન;
નરસૈઆના સ્વામી રે સુખમાં સંભારજો,
જો હોય પેલા ભવનું પુન્ય —જુવાનીને.

## ૧૫ રાગ કાફી

રામબાણ લાગ્યાં હોય તે જાણે;
ઓલ્યા મુરખા મનમાં શું આણે રે—રામબાણ.
ધ્રુવને લાગ્યાં પ્રહલ્લાદને લાગ્યાં, તો ઠરીને બેઠા ઠેકાણે,
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, એતો વેદ વચન પરમાણે-રામ.
મોરધ્વજ રાજાનું મન હરી લેવા, આવ્યા જે ટાણે;
લઈ કરવત મસ્તક પર મેલ્યું, પુત્ર પત્ની બેઉ તાણે-રામ.

મીરાંબાઈ પર ક્રોધ કરીને, રાણોજી ખડગજ તાણે;
વિષના પ્યાલા ગિરિધરલાલે, આરોગ્યા અમૃત ઠેકાણે-રામ.
નરસિંહ મ્હેતાની હુંડી સ્વીકારી, ખેપ ભરી ખરે ટાણે;
આગળ સંત અનેક ઓધાર્યા, એવું ધનો ભગત ઉરઆણે-રામ.

## ૧૬ ભૂલ્યો મન ભમરા-એ રાગ.

ધર્મ વિચારો રે ધર થકી, તજી કુપટ તમામ;
પડતાં ધારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ—ધર્મ.
સત્ય દયા તપ શૌચ છે, પગ ધર્મના ચાર;
જેના હૃદયમાં એ રહ્યા, ઉત્તમ તેનો આચાર—ધર્મ.
ચાર ચરણ છે અધર્મના, વે'મ મદને કુસંગ;
અનૃત પેસે જો અંગમાં, કરે ધર્મમો ભંગ—ધર્મ.
સત્ય વસે જો શરીરમાં, સૂઝે સાચો વિચાર;
બુદ્ધિ પ્રકાશ વધે બહુ, ઝાલે કર કરતાર—ધર્મ.
શશી વિના જેવી શર્વરી, વિના દીપક ધામ;
સત્ય વિના એમ જાણવો, નર દેહ નકામ—ધર્મ.
જીવ ઉપર દયા જેહુને, ટાળે દીનનાં દુઃખ
તન ધન ને વાણી વડે, આપે સર્વને સુખ—ધર્મ.
ઇચ્છે ભલું અંતર વિષે, કરવા સહુનું કલ્યાણ;
અવગુણ ના ધરે ઉર વિષે, દયા તેજ પ્રમાણ—ધર્મ.
કષ્ટ સહે ધર્મ પાળતાં, તપ તેનું છે નામ;
બીજા દંભ અનેક છે, જેણે સુધરે ન કામ—ધર્મ.

તપ કરી તન દ્રઢ જે કરે, જીતે ઇંદ્રિને પ્રાણ;
મન વશ રાખે પોતાતણું, હોય ચતુર સુજાણ—ધર્મ.
સુખદુઃખ સમ કરીને ગણે, સમ હરખને શોક,
ધીરજ ધર્મ ચૂકે નહિ, એવા નર તો કોક—ધર્મ.
શૌચ ક્રિયા સઘળી કરી, રાખે શુદ્ધ શરીર;
મેલ ધુએ પછી મન તણો, જ્ઞાન નીરથી વીર—ધર્મ.
એવો ધર્મ ઉરમાં ધરે, પ્રાણી તેહ પવિત્ર;
સફળ જીવન આ જગતમાં, ચારૂ તેનાં ચરિત્ર—ધર્મ
(છોટમ.)

## ૧૭ કીર્તન—રાગ ચાબખાનો.

પ્રભુ તને પ્રસન્ન રે તો થાય, જો તું સાચો મારગ જાય—ટેક.
એક ટેક ગુરૂ વચન પાળીને, સેવા સ્મરણ કરીએ,
ગુણવતા થઈ હરે ગુણ ગાતાં, કોઇ થકી નવ ડરીએ—પ્રભુ.
કુળ કુટુંબને સગા સહોદર, સર્વે સ્વારથ સારૂં;
અંત સમે કેઈ કામ ન આવે, ભજન કરે તે વારૂ—પ્રભુ.
ઉપર શુદ્ધિ થાય સ્નાનથી, મન શુદ્ધિ થાય જ્ઞાને;
બાહ્યાંભ્યંતર રહી નિર્મળો, કરતાં પ્રભુને ધ્યાને—પ્રભુ.
ભૂખ્યા જનને ભોજન દેવું, તરસ્યા જનને પાણી;
કોઇ પ્રાણીને દુઃખ ન દેવું, અંશ પ્રભુનો જાણી—પ્રભુ.
સાચા સંગી હોય હરિના, તેને સંગે રહીએ,
પ્રપંચી પાખંડી જનમાં, કહે છોટમ નવ જઇએ—પ્રભુ.

## ૧૮ કીર્તન-રાગ લાવણી.

ચટપટ ચેત હેત કર હાર શું, મરણ ભમે છે માથેજી;
ધામ ધરા ધન સુત ધણીઆણી, સેવક ના'વે સાથેજી-ચટપટ.
હોય લાખ તે રાખ બરાબર, તેમાં નહિ કાંઈ તારૂંજી;
ધન સાંચ્યુ પણ ધર્મ ના સાંચ્યો, કાં જન્મારો હારૂંજી-ચટપટ.
કૂડાં કર્મ કરીને કોટિક, દુર્મતિ દમડી માટેજી;
પાપ પોટલા પાસ લઈને, જાશો વસમી વાટેજી-ચટપટ.
મોટપણાનું માન ભરાયું, માટે કાંઈ ન સૂઝેજી;
જમના કિંકર જોશે ત્યારે, થર થર કાયા ધ્રુજેજી-ચટપટ.
કર સત્સંગ અંગ હોય નિર્મળ, રંગ હૃદયમાં લાગેજી;
કહે છોટમ ભગવંત ભજીલે, તો ભવનો ભય ભાંગેજી-ચટપટ

## ૧૯ કીર્તન

### (ભેખરે ઉતારો રાજા ભરથરી—રાગ)

શત્રુ સબળ છે શરીરમાં, મોટા મનના વિકારજી;
ધર્મરૂપી ધન એ હરે, વિના વસ્તુ વિચારજી -શત્રુ
દ્વાદશ તિલક અંગે કરે, હરિ મળવા હથીઆરજી;
મોહે મચરડીને મારીઆ, તરી ન શક્યા સંસારજી-શત્રુ
શંખ ચક્ર ગદા પદ્મનાં, ધારે અંકિત અંગજી;
કામ ને ક્રોધે તે કુટયા, કર્યો કર્મે કુસંગજી -શત્રુ
ભેખ ધરે ભય ના ટળે, શત્રુ ઘેરે શરીરજી;
પ્રપંચ મુકી પ્રભુને ભજે, એવા કોયક વીરજી -શત્રુ

ધીરજ ધનુષ્ય કરમાં ધરે, સુરત બાણ સંધાણજી;
કંપી શત્રુ કોરે રહે, પામે પદ નિરવાણજી —શત્રુ
સત્યનામ સમશેરને, હરદમ જો ગ્રહે હાથજી;
છોટમ પાપ ના પરભવે, રમે બ્રહ્મની સાથજી —શત્રુ

## ૨૦ રાગ લાવણી

બ્રહ્મ ભક્તિ તું કરને પ્રાણી, સફળ થાય મન વાણીજી ;
આ સંસાર કાળની બાજી, તેને સ્થિર તેં જાણીજી—બ્રહ્મ
કાયા માયા જાણ્ય કારમી, જેમ આકળનું પાણીજી;
ક્ષણ ભંગુર સહુ ખેલ ખલકનો, તું ઝટ લેને જાણીજી—બ્રહ્મ
જે જાયું તે સર્વ જવાનું, રંક રાય ને રાણીજી;
અવિનાશી પ્રભુ એક અખંડિત, ગુણાતિત ગુણ ખાણીજી—બ્રહ્મ
સોહે શબ્દ વિચાર કરી લે, નિરાલંબ નિર્વાણીજી;
કહે છોટમ ચિંતામણી પરખે, જો હોય બુદ્ધિ શાણીજી—બ્રહ્મ

## ૨૧ પદ—રાગ ઝીંઝોટી

કાયા છે ત્યાં સુધી કર સ્મરણ કીરતારનું રે—ટેક.
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
તેણે કામ કર્યું છે અતિ ઉપકારનું રે —કાયા
પ્રસવ થયા પહેલાં પય કીધું, માતાના સ્તનમાં ભરી દીધું;
તેણે કારજ સાધ્યું તારા આહારનું રે —કાયા

કાન નેત્ર કીધાં છે કેવાં, સર્વે અંગ અમુલખ એવાં,
અંતઃકરણ કીધાં છે વિવિધ વિચારનાં રે —કાયા
દાંત દીધા છે ચાવણુ કરવા, અન્ન સર્જ્યું ઉદર ભરવા,
કર દીધા કારજ કરવા વહેવારનાં રે. —કાયા
સુરદુર્લભ મનુષ્ય દેહ પામી, લંપટ ન થવું લુણહરામી,
છોટમ શરણ ગ્રહી લે સરજનહારનું રે —કાયા

## ૨૨ પદ

### (જે કોય પ્રેમ અંશી અવતરે—એ રાગ)

જે કોય હોય હરિના દાસ, તેના ઘટમાં હરિનો વાસ–ટેક.
ગુરૂની દ્રષ્ટે જુવે હરિને, જે પોતાની પાસ,
મન વશ કર્મે હરિમાં વર્તે, આઠ પહોર અભ્યાસ—જે
ગદગદ કંઠે ગાવે હરિગુણ, પ્રગટે પ્રેમ પ્રકાશ,
ચોદ લોકમાં ચિત્ત ન ગોઠે, કરે ન કોઇની આશ—જે
જેવું લોહ ધરે પાવકમાં, લોહમાં પાવક વાસ,
એમ અહોનિશ રહે મળીને, હરિમાં હરિના દાસ—જે
હરિહર રટણ નિરંતર તેને, સ્મરણ શ્વાસ ઉચ્છ્વાસ,
છોટમ હરિથી ન પડે અળગો, જેમ પુષ્પમાં વાસ—જે

## ૨૩ રાગ બેહાગ

ભક્તિહીણાનો ભાર ભૂમિપર, ભક્તિહીણાનો ભાર—ટેક

## ૨૫ ગઝલ

ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સેંજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે. ૧.
દુનીઆની જુઠી વાણી, વિષે જો દુઃખ વસે છે;
જરાએ અંતરે આનંદ, ના એકો ચુક દેજે. ૨.
કચેરી માંડી પ્રજાનો, [illegible]થી ત્રિભુવન કેરીનો;
જગત કાજી થઈને તું, વ્હોરી ના પીડા લેજે. ૩.
જગતના કાયન [illegible];
ન મારા કે તહારાની, જરાયે સંગતે રહેજે. ૪.
રહેજે શાન્તિ સંતોષે, સદાએ નિર્મળ ચિત્તે;
દીલે જે દુઃખ કે આનંદ; કોઈને નહિ કહેજે. ૫.
વસે છે ક્રોધ વળી, ચિત્તમાં તેને તજી દેજે;
ઘડી જાએ ભલાઇની, મહાલક્ષ્મી ગણી લેજે. ૬.
રહે ઉન્મત્ત સ્વાનંદે, ખરૂં એ સુખ માની લે;
પીએ તો પ્રેમનો પ્યાલો, પ્રભુશ્રીનો ભરી પીજે. ૭.
કટુ વાણી સૂણે જો તું, મીઠી વાણી સદા કહેજે;
પરાઇ મૂર્ખતા કાજે, મુખે ના ઝેર તું લેજે. ૮.
અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો;
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે. ૯.
રહી નિર્મોહી શાન્તિથી, રહે એ સુખ મોટું છે;
જગત બાજીગરીનાં તું, બધાં છલબલ જવા દેજે. ૧૦.

• પ્રભુનાં નામનાં પુષ્પો, પરોવી કાવ્ય માળા તું;
પ્રભુની પ્યારી ગ્રીવામાં, પહેરાવી પ્રીતે દેજે. ૧૧.
કવિ રાજા થયો શી છે, પછી પીડા તને કાંઇ;
નિજાનંદે હમેશાં બાલ, મસ્તીમાં મજા લેજે. ૧૨.

---

## ૨૬ રાગ આશાવરી

અંતરજામી જગદ્ગુરૂ ઇશ્વર, ભક્તવત્સલ ભયહારી હો;
ધર્મભક્તિ ભુવિ સાધુ વિપ્રદુઃખી, દેખી દયા ઉર ધારી હો—અં૦
ધર્મભક્તિ સાધુ દ્વિજ ઉર્વી, ઇનકો કષ્ટ નિવારૂ હો;
થાપુ ધર્મ એકાંતિક ભુવિ પર, અસુર બેરી સબ મારૂ હો—અ૦
સદય હૃદય કરૂણાનિધ કેશવ, પ્રથમ ચેહી પનુ કીનો હો;
સોઇ શ્રીકૃષ્ણ ભકતહિત કારન, પુનિ દ્વિજકુલ તનુ લીનો હો—અ૦
કૌશલદેશ અજોધ્યાપુર તે, ઉત્તર હય એક ગ્રામ હો;
પ્રકટે ત્યાં ધર્મ ગૃહે ઇશ્વર, પ્રેમાનંદ કે શ્યામ હો—અ૦

---

## ૨૭ પદ–રાગ ગરબીનો

નારાયણ નામ લેને તું પ્રાણી રે, અદ્રિનાથ પ્રકટ જગ જાણી—ટેક.
નરદેહ દીધી તુંને નાથે રે, હોય ધન તો વાવર તારે હાથે રે;
પડયું રે'શે ના'વે કોડી સાથે. —નારાયણ.
ગર્ભવાસે રક્ષા કીધી તારીરે, લીધો જઠરાગ્નિથી ઉગારી રે;
એવો તેને તે કેમ વિસારી. —નારાયણ.

વિના સમજે કરે મારૂં મારૂં રે, ધન કાજ ભમે મન બારૂં રે;
તારે હાથે નથી તન તારૂં. નારાયણ.
મિથ્યા સુખમાંહી તું ભરમાણો રે, બાંધ્યો લોક લજ્જા ગળે પાણો રે;
જાય છે તૃષ્ણાને પૂરે તણાણો. નારાયણ.૧
કાયા માયા છે જો તારી કાચી રે, તેને રંગે રે'જે માં તું રાચી રે;
બ્રહ્માનંદ કહે છે વાત સાચી. નારાયણ.

---

## ૨૮ રાગ એજ.

પ્રાણી નરદેહ સુંદર પામી રે, ભજ નરરે નારાયણ સ્વામી—ટેક.
સાચા સંતને શરણે તો રહીનેરે, દયા આણીને અન્નજલ દેને રે;
તારો જન્મ સફળ કરી લેને. પ્રાણી.
ભવ તારણ જગપતિ ભેટી રે, મેલ લોકની લાજ લપેટી રે;
બાંધ પ્રેમ તણી કશી પેટી. પ્રાણી.
લાગ્યું જમનું વાંસે તારે લારૂં રે, લેશે આવીને સાંજ સવારૂં રે;
માટે કર તારા જીવનું સારૂં. પ્રાણી.
સાચા સંતને સંગે કરીને રે, દ્રઢ અંતર ધીર ધરીને રે;
ભજ પ્રકટ પ્રમાણ હરિને. પ્રાણી.
મેટણ અનંત જનમનું ઉતારે રે, હવે જીતી બાજી મત હારે રે;
બ્રહ્માનંદનું કહ્યું હૈયે ધારે. પ્રાણી.

---

## ૨૯ રાગ ગરબી.

હરિજન સાચા રે, જે ઉરમાં હીંમત રાખે;
વિપત્તિ વરતી રે, કદિ દીન વચન નવ ભાખે. ૧.
જગતું સુખદુ:ખ રે, માયીક મિથ્યા કરી જાણે;
તનધન જાતાં રે, અંતરમાં શોક ન આણે. ૨.
પર ઉપકારી રે, જન પ્રેમ-નીમમાં પૂરા;
દેહીક દુ:ખમાં રે, હારે નહીં સાધુ શૂરા. ૩.
હરિને સમરે રે, નિત્ય અહોનિશ ઉમંગ ભરીઆ;
સરવ તજીને રે, નર નાગર વહાલા કરીઆ. ૪.
બ્રહ્માનંદ કહે રે, એવા હરિજનની બલિહારી;
મસ્તક જાતાં રે, નવ મેલે ટેક વિચારી. ૫.

## ૩૦ રાગ એજ

તપાસી જો થિર ન મળે તારૂં રે, વણ સમજે કહે છે મારૂં રે;
મનોહર સુખ ધનને મેરી રે, છે જો તારાં જીવ તણાં વેરી રે. ૧
મેલી સર્વેને અધવિચ મરવું રે, કે જમડાને લેખું ભરવું રે.
કરશે લેખા કાગળોઆ કાઢીરે, કે પીલશે ચેંચુડે પાઢી રે. ૨
તે માટે જોઇને કાર્ય કરજે રે, કે દીલમાં સાહેબથી ડરજે રે;
બ્રહ્માનંદના સ્વામીને રટજે રે, કે હીણા મારગથી હટજેરે ૩

## ૩૧ રાગ ધોળ

મનુષ્ય દેહ ધરીને મૂરખ, કહે શું કરી કમાણીજી;
શ્વાન તણી પેરે ફરતો ડોલ્યો, બોલ્યો મીથ્યા વાણીજી. ૧
પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાત દિવસ ધન રળીઓજી;
નરતનનું માહાતમ નવ જાણ્યું, પશુ જાતિમાં ભળીઓજી. ૨
માતપિતા સુત બાંધવ બહેની, અંતે નહિ કોઇ તારાંજી
આવરદા હરવાને કાજે, સરવ મળ્યાં ધૂતારાંજી. ૩
સગાં કુટુંબી સૌ મળીને, લૂંટી ચૂશી લીધોજી;
છેલ્લી વારે સ્વારથ સાધી, જમને આગે દીધોજી. ૪
કાગળ ઘડી ઘડીના કાઢી, લેખાં જમડા લેશેજી;
બ્રહ્માનંદ કહે સૌ વાંસેથી, કોઇ ન માણ્યો કહેશેજી. ૫

---

## ૩૨ રાગ એજ

બાળપણું તેં જીવ અજ્ઞાની, ખબર વિનાનું ખોયુંજી;
સારૂં ભૂડું કંઇ ન સૂઝયું, રમતમાં મન મોહ્યુંજી. ૧
જવાનપણું યુવતિમાં ખોયું, ધનને અરથે ધાયોજી;
મનમાં સમજે મુજ સરીખો, નથી જગતમાં ડાહ્યોજી. ૨
વૃદ્ધપણામાં ચિંતા વાધી, હાથ પાવ નવ હાલેજી;
ઘરના માણુસ કહ્યું ન માને, તે દુઃખ અંતર સાલેજી. ૩
ભાળે નહીં રોગે ભેલાણો, પડીયો લાંબો થઇનેજી;
જમના કિંકર ગરદન ઝાલી, ચાલ્યા જોરે લઇનેજી. ૪

ઠાલો આવ્યો ભૂલો ભમીઓ, કાંઇ ન લઇ ગયો સાથેજી;
બ્રહ્માનંદ કહે જમપુરી કેરૂં, મહાદુઃખ લીધું માથેજી. ૫

---

### ૩૩ રાગ એજ

જે તને દેખી છાકયો ડોલે, તે તું દેખ વિચારીજી;
નખ શીખ સુધી નિંદા જેવું, શા માંહી વસ્તુ સારીજી. ૧
માંસ રૂધિરને માંહી ભરીને, ઉપર મઢીયું આળુંજી,
મોહ તણે વશ થઇને મૂરખ, દેખે છે રૂપાળુંજી. ૨
હાડ તણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધીજી,
તે માંહી દૃઢ મમતા તુંને, તે શી આવી આંધીજી. ૩
ઉદરમાંહી આંતરડાં ભરીઆં, આવે ગંધ નઠારીજી,
ચમરખમાં રોગે વીંટાણી, મળ મુતરની ક્યારીજી. ૪
ટળતાં એને વાર ન લાગે, આદ્ય અંતનું ખોટુંજી,
બ્રહ્માનંદ કહે એ સારૂં, તેં કામ બગાડયું મારૂંજી. ૫

---

### ૩૪ પદ–રાગ હાલારી.

માની લે રે માની લે મન, મળ્યાનાં એંધાણ રે;
મન માની લે. —એ ટેક
મળ્યા કેરી મીટ અળગી, કરી આપે જાણ રે–મન.
હર્ષ શોકને માન મમતા, ન રહે તેની પાસ રે;
નિર્વિકલ્પ સમાધિમાં, સદા તેનો વાસ રે–મન.

તે ફરે સુકાં પર્ણવત, જેમ ત્વચા સંગે નાગ રે;
તેને આત્મદર્શી ઓળખે, તાહાં નહિ બીજાને લાગ રે—મન.
તે નિસ્પૃહીને નિર્મળા, સુખ દુઃખ વિના આનંદ રે;
લેશ લેપે નહિ તેહને, માયા કેરો ફંદ રે—મન.
તેને ઓળખી આદર કરો, અનુભવી આત્મા રામ રે;
નભૂ શરણે સદ્ગુરૂને, ભૂલ્યો પામે ધામ રે—મન.

---

### ૩૫ પદ-રાગ સારંગ.

લેને લેને લહાવ જીવને જોતાં નહીં જડે;
જોતાં નહીં જડે, જીવને જોતાં નહીં જડે—લેને
કસ્તુરીને કેવડો લઇ તેલમાં તળે;
આવો રૂડો મનખો મેલી, ભુતમાં ભળે—લેને
મોતી સરખો દાણો લઇ ઘંટીમાં દળે;
બાવળીઆનું બીજ વાવે, આંબો નાહ ફળે—લેને
સંત બોલાવે બોલતો નથી, અભિમાનમાં ફરે;
મારી ધકકે આગળ કરશે, વેઠે ભાર ભરે—લેને
માયા તને મીઠી લાગે, ગોળથી ગળી;
નરભેરામના સાથમાં તો, કૂડ નહીં મળે—લેને



### ૩૬ રાગ આશાવરી

ભજન ગઢ બાંધોની મેરે ભાઇ, તેરી જમસે હોગી લડાઇ—ભજન

ધ્રુવે બાંધ્યો પ્રહલાદે બાંધ્યો, બાંધ્યો મીરાંબાઇ,
અલખોરે એસોહી બાંધ્યો, કામ ચઢ્યો તપશાહી—ભજન.
રામનામકા કીલા બનાયા, ધર્મકી બુરજ લગાઇ;
જ્ઞાન કે મોરચે શક કરાયો, સમતા ખાઇ બનાઇ—ભજન.
શિલ સંતોષકે મજબુત જો, લોલકો ભાર હઠાઇ;
કાયર લોકસેં કામ નહિ સંતો, શાખો શૂર શીપાઇ—ભજન.
દયા તોપકી કર લ્યો ત્યારી, શમ-દમ નાલા બનાઇ;
કબીર સાચકી અગ્નિ દીખાયો, કામકી ફોજ હઠાઇ—ભજન.

## ૩૭ રાગ ઝીંઝોટી

રામ સમર રામ સમર, રામ સમર ભાઇ,
રામ નામ સુમરન બીન, બુડત ભવ માંહી—રામ.
બનિતા સુત દેહ ગેહ, સંપતિ સુખ દાઇ;
ઇનમેં નહિ કછુ તેરા, કાલ જાત ખાઇ—રામ.
અજા મેલ ગજ ગનિકા, પતિત કર્મ કીને;
સોભી ઉતર પાર પડે, રામ નામ લીને—રામ.
સુકર કુકર યોનિ ભ્રમત, અબહુ લાજ નાઇ;
રામ નામ છાંડ અમૃત, કાહેકું વીખ ખાઇ—રામ.
ધર્મ કર્મ તજી કુકર્મ, રામ નામ લેહી;
ગુરૂ પ્રસાદ જન કબીર, સમ કર સનેહી—રામ.

## ૩૮ રાગ ધનાશ્રી

અબ તુમ કબ સમરોગે રામ (૨) —એ ટેક.
અર્ધ કુલો મેં જપ તપ કીને, નીકલ હુવા બેઇમાન—અબ.
બાલપનો હુંસી ખેલી ગંવાયો, તરૂન નેનેમેં કામ—અબ.
હાથ પાંવ જબ કાંપન લાગે, નીકલ ગયો અવસાન—અબ.
જુઠી કાયા જુઠી માયા, આખર મૌત નિદાન—અબ.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, દો દિનકા મિજબાન—અબ.

## ૩૯ રાગ એજ

નિરધનકો ધન રામ હમારો, નિરધનકો ધન રામ—ટેક.
ચોર ન લેવે ઘટહુ ન જાવે, ધાડ પડે દે કામ—હમારો.
સોવત બેઠત જાગત ઉઠત, જપહુ નિરંતર નામ—હમારો.
દિન દિન હોત સવાઇ દોલત, ખૂટત નહિ એક દામ—હમારો.
ઠાકોર ચલે નગર દ્વારેસે, પાસ ન એક બદામ—હમારો.
કહત કબીરા સુનો ભાઈ સાધુ, પારસકો નહિ કામ—હમારો

## ૪૦ પદ

ઉંચી મેડી મંદિર માળીયાં રે, તે દેખી મત ભુલ;
અંત કાળે જાવું પ્રાણી એકલાં, કરી લે મારગડાની સુધ-ઉંચી.
માત પિતા સુત બાંધવા રે, ઘરે સલુણી નાર;
સ્વાથરનું એ તો સૌ સગું, તું તો દુનીઆમાં દા'ડા ચાર-ઉંચી.

જેસો પાણી ઉસકો રે, એસો આ સંસાર;
બાંય પકડ જમડા લે ચલે, કોન છોડાવન હાર–ઉંચી.
આગે પીછે સૌ ચલે, તું તો હજુએ ન ચેત્યો ગમાર;
કહત કબીરા રામ ભજલે, ભજીલો તો ઉતરો પાર–ઉંચી.

## ૪૧ પદ

દયા ધર્મ નહિ મનમેં, મુખડા કયા દેખો દર્પનમેં—ટેક.
જબ લગ ફુલ રહે ફુલબાડી, બાસ રહે તિન બનમે;
એક દિન એસી હો જાવેગી, ધુલ ઉડેગી તનમેં–મુખડાં.
ચૂવા ચંદન અબીર અગરજા શોભે ગોરે તનમેં;
ધન જોબન ડુંગરકા પાની, ઢલ જાવેગા છનમેં–મુખડાં.
નદીયાં ઘેરી નાવ પુરાની, ઉત્તરે ચાહે સનમેં;
ગુરૂ મુખ હોય સો પાર ઉતરે, નુગરા ડુબે ઉનમે–મુખડાં.
કવડી કવડી માયા જોડી, સુરત રહી નિજ ધનમેં;
દશ દરવાજા ઘેર લીના જબ, રહ ગઇ મનકી મનમેં–મુખડાં.
પગીયાં બાંધે પાગ પગવારે, તબ ભૂલા ભૂલનમેં;
કહુત કબીરા સુન ભાઇ સાધુ, લપટ રહેગા મનમે–મુખડાં.

## ૪૨ રાગ રેખતો

ખલક સબ રેનકા સપના, સમજ મન કો નહિ અપના–ટેક.
કઠણ હે લોભકી ધારા, બહે સબ જાત સંસારા–ખલક.

ઘડા જયું નીરકા પુટા, પતા જયું ડારસે ટુટા–ખલક.
એસી નર જાન જીંદગાની, સમજ મન ચેત અભિમાની–ખલક.
ભુલ્યો તમ દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા–ખલક.
તજો મદ લોભ ચતુરઇ, રહો નિઃસંગ જગ માંહી–ખલક.
કુટુંબ પરિવાર સુત દારા, ઉસી દિન હોયગા ન્યારા–ખલક.
નીકલ જબ પ્રાન જાવેગા, કોઇ નહીં કામ આવેગા–ખલક.
સદા મન જાનો હે દેહા, લગાવો રામસે નેહા–ખલક.
કટેગી જન્મકી ફાંસી, કહે કબીર અવિનાશી–ખલક.



## ૪૩ રાગ ધનાશ્રી

સતસંગનો રસ ચાખ, પ્રાણી તું તો સત્સંગનો રસ ચાખ–ટેક.
પ્રેમે પ્રભુને પાયજ લાગી, રામ નામ હૃદે રાખ–પ્રાણી.
પ્રથમ લાગશે તીખોને કડવો, પછી આંબા કેરી સાખ–પ્રાણી.
સતસંગથી બે ઘડીમાં મુક્તિ, વેદ પુરે એની સાખ–પ્રાણી.
આરે કાયાનો ગર્વ ન કીજે, અંતે થવાની એ ખાખ–પ્રાણી.
હસ્તી ને ઘોડા માલ ખજાના, એક ન આવે સાથ–પ્રાણી.
કાચી રે કાયા કોટડી જેવી, ઢળતાં લાગે નહિ વાર-પ્રાણી.
કાચો રે કુંપો જેમ ભર્યો છે, ગળી ફુટી જાય પાર–પ્રાણી.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, એ છે મુક્તિતણું દ્વાર–પ્રાણી.

---

## ૪૪ પદ

થોડી ધીરે ગાડી હાંકો રે, મેરા રામ ગાડીવાલા;
રામ ગાડીવાલા, મેરા સદગુરૂ ગાડીવાલા—ટેક.
ગાડી મારી અજબ રંગીલી, બેલ જોડયા બે ચાર;
હાંકન વાલા છેલ છબીલા, બેઠન વાલા લાલરે—મેરા.
ગાડી છુટી રેતમેં મે, મજલ પડા હૈ દૂર;
ધીધા સદ્દગુરૂ જો મીલે તો, પહોંચાડે હજુર રે—મેરા.
ઘોડા છુટા સ્થાનસે ને, પીછે પડા હૈ પોકાર;
દશ દરવાજા બંધ કીયા, પણ નીકલ ગયા અસવાર રે—મેરા.
જંતર મારૂં ઝાંઝવું ને, ટુટ ગયા સઉ તાર;
જંતર બીચારા કયા કરે, ગયો બજાવન હાર રે—મેરા.
ગંગા કિનારે ઘર કરો ને, નાઓ નિર્મળ નીર;
દત્ત વિના નવ પામીએ, એમ કહ ગયા દાસ કબીર—મેરા.

---

## ૪૫. ભજન

રામ નામ તો જાણો, સંતો રામ નામ તો જાણો—ટેક.
આતમ તત્વ પીછાણો, સંતો રામ નામ તો જાણો;
પૃથ્વી તેજપવન ઓર મોજા, ચારે ગગન સમાણો—સંતો.
કોણ મરે કોણ અવતરે ભાઇ, કોણ જીતે કોણ હારે;
જલકી લહરી જલસેં ઉપજી, કોણ તરે કોણ તારે—સંતો
કાચા કુંભ જલમાંહી ધરીઆ, બહાર ભીતર પાણી
ફુટા કુંભ જલ જલમેં મલીઆ, સો ગત વીરલે જાણી—સંતો

ગુરૂ બીન જ્ઞાન રામ બીન બોલે, મીથ્યા વાર કહાવે;
કહે કબીર મુંગેકી સમશ્યા, મુંગા હોસો પાવે-સંતો.

## ૪૬ પદ

પંડીતો છાન પીઓ જલપાની, તારી કાયા કેમ વટલાણી-ટેક.
જલકી માયા જલકી કાયા, જલસેં દુનીઆ બાંધી;
એહી જલસેં સકલ જુગ રાખ્યો, સો છુત કેમ પાયા-પંડીતો.
નદીએ નીર નરખ બહ્યા જાતા, પશુ પાણી મેં સડીઆ;
મછ કછ સબ જલમેં વીહાયા, સો પાણી રકતે ભરીઆ-પડીતો.
નાહ ધોકર ચોકા કીના, ખૂબ બની જગ સાઈ;
ભોજન ઉપર મખીઆં બેઠી, ડુબ ગઇ ચતુરાઇ-પંડીતો.
પગ પીર પેગંબર ગાડે, મુનિજન કોટ અઠયાસી;
છપ્પન કોડ જાદવ સંહારી, સો સબ મીલ ગયે માટી-પંડીતો.
છોડ દે પાંડે પોથી બોથી, છોડ દે મનકી કલ્પના;
દાસ કબીરા ભજો ઘર ભીતર, રહો નામ કે શરણા-પંડીતો.

## ૪૭ પદ.

રામરસ ઐસા હૈ મેરા ભાઇ, જો કે પીએસે મગન હો જાઈ-ટેક.
કુંભકા બાંધ્યા જલ રહે, જલ વિના કુંભ ન હોય;
જ્ઞાનકા બાંધ્યા મન રહે, ગુરૂ વિના જ્ઞાન ન હોય-રામ.
મીઠા મીઠા સૌ પીવે રે, કડવા પીએ ન કોય;
સાકર પીધે સુખ ઉપજે રે, વિખ પીધે દુઃખ હોય-રામ.

ચાખતડાં મુંગો ભયો, પીવતડાં મર જાય;
રતિ એક ઘટમેં સંચરે તો, અમર લોક લે જાય-રામ.
કબીરે કબીરા ઘર જાલીયારે, લીયા પલીતા હાથ;
તમે તમારા ઘર જલાદો; તો ચલો હમારી સાથ-રામ.
આગે આગે દવ જલે, પીછે હરીયા હોય;
હું બલિહારી એ રૂખને, જેનાં ઉલટાં ફલ હોય-રામ.
ઘર બાળે ઘર ઉગરે રે, ઘર રાખે ઘર જાય;
એક અચંબા મેં સુન્યારે, મડા કાલકું ખાય-રામ.
દેશે દેશ મેં ફરી રે, માનવ બડા સુકાલ;
જેને દીઠે નેણા ઠરે રે, ઉનકે પડે દુકાલ-રામ.
ડુંગર ડુંગર મેં ફરી રે, રોઇ ગુમાવ્યાં નેન;
સો બુટી લીધી નહીં રે, ખોયાં વેણુ સરેણુ-રામ.
મીસરી વેરાણી રેતમાં રે, કુંજરસે ચુગી ન જાય;
મમતા મારો સંત આપકી, સો કીડી હોકર ખાય-રામ.
ધ્રુવે પીયા પ્રહલાદે પીયા, પીયા પીપા ને રોહીદાસ;
પીતાં કબીરા છક રહ્યા રે, ઔર પીવનકી આશ-રામ.

## ૪૮ પદ

જીને આપકું જોયા નહીં, દીલ ડાઘકું ખોયા નહિં;
મન મેલકું ધોયા નહીં, અંગોલ કીયા સો કયા ભયા-ટેક.
રે કામિન ગલેકા હાર હે, મદ ફેલકા દરબાર હે;
મન કામસેં સરદાર હે, માલા લીઇ સો કયા ભયા-જીને.

રે જીવતાં પિતાકું સુખ નહિ, મુવે હાડ લઇ ગંગા ચલા;
જલ ચુનસે પીંડા કીયા, તરપણ કીયા સો કયા ભયા—જીને.
રે કાયા કરમકે કોટ હૈ, મમતાજ તૃષ્ણા બાંધ કે;
સુતા વિષયકી ખાટમેં, હર હર કીયા સો કયા ભયા—જીને.
રે કુત્તા ભયા સંસારકા, ધંધાકીયા જંજાલકા;
હરદા ભયા ચંડાલકા, કાશી ગયા સો કયા ભયા—જીને.
રે જોગીને જંગલ સેવના, સબ લાલ કપડે પહેરના;
પણ મર્મ નહિ ઉસ હાલકા, કપડાં રંગ્યા સો કયા ભયા—જીને.
રે પંડિતસે ઝગડા ભયા, કયા મુરખસેં બોલણા;
કહે કબીર ચંપા ભલા, કયા કણેલ દેનાજ તોલણા—જીને.

---

## ૪૯ પદ.

કયા ગુમાન કરના રે, મીટ્ટીમેં મીલ જાના—ટેક.
મીટ્ટી ખોદ કર મહેલ બનાયા, મુરખ કહે ઘર મેરા;
આ ગયા જમડા લે ગયા જીવડા, ઘર નહીં મેરા—કયા.
મીટ્ટી ખાના મીટ્ટી પીના, મીટ્ટી કરના ભોગ;
મીટ્ટીસેં મીટ્ટી મીલ ગઇ તો, ઉપર ચલે સબ લોક—કયા.
હાડ જલે જૈસા લાકડી મૂલી, બાલ જલે જૈસે ઘાસ;
સોને સરખી કાયા જલ ગઇ, સગાં ન આવે પાસ—કયા.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, જુઠી હૈ સબ માયા;
ભજન કરો કછુ ધ્યાન ધરો, પવિત્ર હોવગી કાયા—કયા.

## ૫૦ પદ.

હૈયાના કુટયા હરિ સંગે હેત ન કીધું;
લખ ચોરાસી ફેરૂં લગડું માથે તાણી લીધું રે-હૈયાના.
પેટને અરથે પાપ કરતાં, પાછું ફરી ન જોયું;
ચાર દિવસના જીવતર સારૂં, મન માયામાં મોહ્યું રે-હૈયાના.
જન્મ મરણ દુ:ખ ગર્ભવાસનું, તે નવ શક્યો ટાળી;
માત પિતાને જુવતિ સંગે, વિસાર્યા વનમાળી રે-હૈયાના.
આળસ અજ્ઞાન અતિશય, કામ બગાડયું તારૂં;
દેવાનંદ કહે દેખ વિચારી, માન કહ્યું તું મારૂં રે-હૈયાના.

---

## ૫૧ પદ.

દુનિઆમાં ડાહ્યા ડા'પણમાં દુ:ખ પામે;
ભવતારણ ભગવાન વિસારી, ચડીઓ ઠાલે ભામે રે-દુનિઆમાં.
મનુષ્ય દેહ મળ્યો મોટો, ખોટો જાણી ખોયો;
ચોરે ચૌટે જુઠું બોલ્યો, નાહક નીર વલોયો રે-દુનિઆમાં.
હરિજન સંગે હેત ન કીધું, પીધું વીખનું પાણી;
સુખ સંસારનું પામ્યા સારૂં, સુવા લગી ઘર તાણી રે-દુનિઆમાં.
હરખ શોકની નદીઓ મોટી, તેમાં જાય તણાણો;
દેવાનંદ હરિ ભજ્યા નહિ, ઘણે દુ:ખે ઘેરાણો રે-દુનિઆમાં.

## પર પદ.

અજ્ઞાની તારા અંતરમાં જો વિચારી;
અંત સમે કોઇ કામ ન આવે, સગાં કુટુંબ સુત નારી રે—અજ્ઞાની.
જોબન ધનનું જોર બતાવે, ફાટી આંખે ફરતો;
કાળ કરાળ કઠણ શીર વેરી, દીલમાં કયમ નથી ડરતો રે—અજ્ઞાની.
મંદિર માલ ખજાના મેલી, મુવા ભુપ ભરમાતા;
શ્વાન સુકરનો દેહ ધરીને, ઘર ઘર ગોથાં ખાતા રે—અજ્ઞાની.
આજ અમૂલ્ય અવસર આવ્યો, હરિ ભજવાનું ટાણું;
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણું રે—અજ્ઞાની.

## પ૩ પદ.

પામર તેં પ્રાણી વિસાર્યા વનમાળી;
મિથ્યા મોહ માયામાં મોહ્યો, મૃગ તૃષ્ણા જળ ભાળી રે—પામર.
આઠ પહોર અંતરમાં બળીઓ, ઘણા ઘણાને ધાયો;
રળી ખપી પૈસો ભેળો કીધો, ના ખરચ્યો ના ખાયો રે—પામર.
નારી આગળ નિર્લજ થઇને, બીતો બીતો બોલે;
કલકલાવે હસી બોલાવે, કરી તરણાને તોલે રે—પામર.
સાસુ સસરો સગાં સંબંધી, તેની સેવા કીધી;
દેવાનંદ કહે સાધુ જનની, તેં સેવા તજી દીધી રે—પામર.

## ૫૪ પદ.

હરિ સ્મરણ કર હેતમાં, ચેત ચેત અચેત;
આ અવસરે ચેત્યો નહિ, મુખમાં પડશે રેત—ટેક.
કાયાનું કાંઇ નહિ નીપજે રે, મેલ મીથ્યા અંહકાર;
તનનાં તે ત્રણે વાનાં થશે, કીટ વીટ કે સાર—હરિ.
રહ્યા નહિ કો' રહેશે નહિ, શશી સૂરજવંશ;
ખડભડ કરતાં ખપી ગયા, કૌરવ રાવણને કંશ—હરિ.
જેનો સુયશ સંસારમાં રે, તે નર અમર જાણ;
પ્રીતમ એ પરમાણીને, હરિ હૈયામાં આણ—હરિ.

---

## ૫૫ પદ-રાગ ગરબી

અચેત નર તારી ઉંઘ ન ઉડી, કાળ આવીને પહોંચ્યો રે;
એક પલકમાં પકડી લેશે, જાણે જનમ્યો નહોતો રે-અચેત.
માત તાત સુત ભ્રાત ને ભામિની, એ સૌ ઠગની ટોળીરે;
સ્નેહ વધારી તારૂં સર્વસ્વ લેશે, રહેશે આંખ્યો ચોળીરે-અચેત.
સગાં સંબંધી સૌ સુખના બેલી, અંત રહેશે અળગાં રે;
એરે સહુ પૂરવનાં રણીયાં, વેરી થઇને વળગાં રે-અચેત.
માયા મોહ નદીમાં ડુબ્યા, અતિશય ડા'પણ ડાહ્યા રે;
પ્રીતમ તે પુરૂષ જગ જીત્યા, જેણે હરિગુણ ગાયા રે-અચેત.

## ૫૬ પદ

રામ સમર તું રામ સમર તું, રામનામ શુભ સારો છે;
શેષ મહેષ જપે યોગેશ્વર, પ્રેમીજનને પ્યારો છે–રામ.
રામ નામનો રંગ ન લાગ્યો, જાણો જીવ નઠારો છે;
નામ જહાજ સંસાર સિંધુ, ઉતરવાનો આરો છે–રામ.
નામ અર્ક અંધકાર મિટાવે, અખિલ ભુવન ઉજીઆરો છે;
રામનામ ઉજવલ મુક્તાફલ, હરિજન હંસાનો ચારો છે–રામ.
રામનામ નીજ મૂળ મંત્રનું, પંડ બ્રહ્માંડ પેસારો છે;
મોહ પાસમાં સર્વ પડયું, પણ નામ જપે તે ન્યારો છે–રામ.
સ્નેહ સહિત હરિનામ ઉચ્ચારે, આત્મારામ અમારો છે;
કહે પ્રીતમ નીજ નામ તત્ત્વ છે, અવર સરવ કુટારો છે–રામ.

---

## ૫૭ ચેતવણી

ચેત મન ચેત મન, ચેતવાની ચાલ છે;
કેડા મોરે સૌકો ચાલે, કોણ બુઢા બાળ છે. ૧.
દિવસમાં ત્રણ વાર તાકે, શિર સીંચાણો કાળ છે;
તેને ત્રાસે સૌકો કંપે, ભલા ભલાને ફાળ છે. ૨.
કાયાનો છે કાચો પાયો, ધરતી વસમો ઢાળ છે;
ઘર ધંધામાં સૌ ગુંચાયું, માયાની મધલાળ છે. ૩.
આજ માયા મીઠી લાગે, અંતે તો જંજાળ છે;
દાતરડાં ગળતાં તો સહેલાં, વળતાં તો વિકરાળ છે. ૪.

બાપા કહીને સૌ બોલાવે, જમવા શાક દાળ છે;
સ્નેહ વધારે સુંદરી ને, રહેવા મેડી માળ છે. ૫.
દુઃખ વેળાએ દૂર રહેશે, જેવો તૂટો વાળ છે;
પ્રીતમના સ્વામીને સમરો, બીજું આળપંપાળ છે. ૬.

## ૫૮ રાગ ધોળ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો;
પ્રથમ પહેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જો. ૧.
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જો;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડયા મરજીવા જો. ૨.
મરણ આગમે તે ભરે મુઠી, દિલની દુગ્ધા વામે જો;
તિરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જો. ૩.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જો;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જો. ૪.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જો;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જો. ૫.
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી જન જો;
પ્રીતમના સ્વામીની લીલા, નીરખે રજનિદિન જો. ૬.

## ૫૯ રાગ કાફી

હરિ સ્મરણ કરી લ્યો, જ્યાં લગી જુગમાં જીવો,
દેહતણો વિશ્વાસ ન કરશો, વાયે ઓલાય જેમ દીવોરે–હરિ.

મારૂં તારૂં એ અંધારૂં, જ્ઞાન વિના કેમ ટળશે;
પ્રેમજ્ઞાન પ્રકાશ થશે તો, અંતરજામી મળશે રે–હરિ.
થોડું તો જીવ્યાને કાજે, ઘેલા ગર્વ ન કરીએ;
લોહ તણે ત્રાપે વળગીને, કેમ ભવસાગર તરીએ રે–હરિ.
ધન દારા સુત કુટુંબ કબીલો, મિથ્યા મોહ ચઢાવ્યો;
મારગ વચ્ચે મ્લેચ્છ મળ્યા, જેણે વેઠે ધાસ વઢાવ્યો–હરિ.
સુરતરૂ તજી શીમળો સેવે; તે તો ભૂલ્યો ભામે;
તજી જાહ્નવી ઝીલે ઝાંઝવાં, તે કયાંથી સુખ પામે રે–હરિ.
અર્ક ઉછેરી આંબતણું ફળ, કોણ પામ્યા છે પ્રાણી;
હરિ કથા વિનાની કથની, સૌ કહેવાની કહાણી રે–હરિ.
આયુષ્ય તારૂં નીર અંજલિ, ઘડી ઘડી ઘટી જાયે;
અચેત પ્રાણી શું ઉંઘે છે, કાળ નિરંતર ખાયે રે–હરિ.
કાણો કુંભ કરી જળ ભરીએ, ક્ષણમાં ખાલી થાયે;
સરિતાપુર વહે જ્યમ વેગે, એમ આવરદા જાયે રે–હરિ.
હરિહરિ કરજો સત્ય ઉચરજો, અધર્મથી ઓસરજો;
કહે પ્રીતમ સત્સંગ કરીને, સંસાર સાગર તરજો રે–હરિ.

---

## ૬૦ રાગ હાલેરો પ્રભાત

જીભલડી રે તુને હરિગુણ ગાતાં, આવડું આળસ કયાંથીરે;
લવરી કરતાં નવરી ન મળે, બોલી ઉઠે સૌમાંથી રે—જીભ.
પરનિંદા કરવાને પૂરી, શૂરી ખટરસ ખાવા રે;
ઝગડો કરવા જાહેર ઝુઝે, કાયર હરિગુણ ગાવા રે—જીભ.

ઘર ચેત્યા પછી કુપ ખોદાવે, આગ એ ક્યાં ઓલવાશે રે;
ચોરો તો ધન હરી ગયા, પછી દીપકથી શું થાશે રે—જીભ.
તલ મંગાવો ને તુલસી મંગાવો, રામ નામ લેવરાવો રે;
પ્રથમ તો મસ્તક નહિ નમતું, પછી શું નામ સુણાવો રે—જીભ.
રામ નામનું દામ ન બેસે, કામ ખડે નહિ કરવું રે;
સેહેજે પાર પંથનો આવે, ભજન થકી ભવ તરવું—જીભ.
જેનું નામ જપે જોગેશ્વર, શંકર શેષ વિરંચી રે;
કહે પ્રીતમ પ્રભુ નામ વિસાર્યું, તે પ્રાણી પરપંચી રે—જીભ.

## ૬૧ રામ ધોળ

આ અવસર છે હરિ મળવાનો, મનુષ્ય તણો અવતાર રે;
ફરી ફરી જેમ કેળ ફળે નહિ, જાણી લે નિરાધાર રે–આ.
અમર લોક ઇચ્છે અવતરવા, અવનીમાં એક વાર રે;
ગળું ભરી ગાઇએ હરિલીલા, કરીએ પર ઉપકાર રે–આ.
પૃથ્વીને પુન્યે પામે ઇંદ્રાસન, અજપદને કૈલાસ રે;
પૃથ્વીનાં પુન્ય ભજન પ્રતાપે, પામે વૈકુંઠ વાસ રે–આ.
ચતુર પુરૂષ થઇનેના ચેત્યો, તે તો સર્વસ્વ હાર્યો રે;
કહે પ્રીતમ તેને શું કહીએ, જાણે જીવ નઠારો રે–આ.

## ૬૨ પદ (રાગ સીતાજીના મહીનાનો)

હરિ ભજતાં હજી કોની લાજ, જતાં નથી જાણી રે;
જેની સુરતા શામળીઆ સાથ, વદે વેદ વાણી રે—હરિ.

વહાલે ઉગાર્યાં પ્રહલાદ, હિરણ્યા કશ્યપુ માર્યો રે;
વિભીષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યો રે—હરિ.
વહાલે નરસિંહ મે'તાને હાર, હાથોહાથ આપ્યો રે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, નિજનો કેરી સ્થાપ્યો રે—હરિ.
વહાલે મીરાં તે બાઇનું ઝેર, હળાહળ પીધું રે;
પાંચાળીના પૂર્યાં ચીર, પાંડવ કામ કીધું રે—હરિ.
વહાલે અમરિષની ઓળખાણે, અવતાર દશ લીધા રે;
વહાલે ગજની કીધી સહાય, ગરૂડ પરહરીયારે--હરી.
આવો હરિ ભજવાનો લહાવ, ભજન કોઇ કરશે રે;
કર જોડી કહે પ્રેમલદાસ, ભગતનાં દુઃખ હરશે રે—હરિ.

## ૬૩ રાગ ધોળ

માયા માયા કરતો મુરખ, ઠામ ઠરી ના બેઠો રે;
સંત સભામાં સ્નેહ ન રાખ્યો, પાપ સભામાં પેઠો રે-માયા.
અલ્પજીવનની આશા લાંબી, કૌતુક આતે કેવું રે;
ફાંસી દેતાં ચડયું પુલેકું, આ જુગનું સુખ એવું રે-માયા.
તરૂવર ઉપર મધનું ટીપું, જીભડી જુઠી થાશે રે;
વરણાગીમાં વાંકા ચાલે, જમડા ઝાલી જાશે રે-માયા.
કીડા વળુંદું કુતરૂં દોડે, જંપે નહિ તે જ્યારે રે;
વિષય વળુંદું વલખાં વીણે, ડુબ્યો દુઃખના દરીએરે-માયા.
કલાલે કલાધરનો ઉંદર, દારૂ પીને ડોલે રે;
ઝડપ કરીને મનીયે ઝાલ્યો, ફાડી કાળજ ફોલે રે-માયા.

ભાદરવાનો ભીંડો તે તો, વીલાઇ જાશે વહેલો રે;
ધન જોબનને ધમધમાટમાં, ગરવ કરે તે ઘેલો રે–માયા.
ખારા જળના ખુટલ પ્રાણી, મીઠું જળ દેખી મોહ્યો રે;
રૂષિરાજની શીખ ન માની, અજગર આગળ દોડ્યો રે–માયા.

---

## ૬૪ રાગ–કુમરી.

જુઠું જુઠું જીવન ખરૂં જાણ્યમાં રે—એ ટેક.
જુઠી જનની જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા;
જ્યો કુંપો છે કાયા, મમતા તાણ્યમાં રે—જુઠું.
સદાય તે છત કેની છાજી, તે દેખી શું થૈયે રાજી;
બાતશબાજી આશા બાંધી, આણ્યમાં રે—જુઠું.
મનને જાણ્યો વાદળ ગોટો, પ્રાણીમાં પ્રકટ્યો પરપોટો,
લોહ બધો એમ ખોટો, મુર્ખાં માણ્યમાં રે—જુઠું.
નીરજ રાખી મનમાં ધારે, બટપણું છે તનમાં ભારે;
નરક ભર્યું નવ દ્વારે, વપુ વખાણ્યમાં રે—જુઠું.
ફૂલ કરીને ફોકટ ફટક્યો, ઇશ્વરને ચરણે નવ અટક્યો;
બોધ વિના તું ભટક્યો, ચારે ખાણ્યમાં રે—જુઠું.
પરખી લેને પુરૂષ પુરાણી, જગમાંથી ગુણ લેને જાણી;
પૃથ્વીમાં જેમ પાણી ઠરે, નીચાણમાં રે—જુઠું.
જાચે તો જગજીવન જાચે, નાચે તો હરિ આગળ નાચે;
રૂષીરાજ કહે રાચે સંત. સવાણ્યમાં રે.—જુઠું.

---

### ૬૫ ભજન.

પામર પ્રભુ રસ તે શું પીએ, પીએ હરિના રે જન;
ખર શું જાણે ખીરને, મલકે ઉકરડે મન—પામર.
કાગ મોતીને શું કરે, મોતી ભરખે મરાળ;
પાન બીડાં શાં પાડાને, એ તો શોધે પરાળ—પામર.
અંધ આગળ શી આરસી. સમજે છાણા સમાન;
બધિર આગળ શું બોલવું, કેમ કરી ઉઘડે કાન—પામર.
શ્વાન ના સમજે રે સંપમાં, અગણીત દેતાં ઉપદેશ;
નજરે ન્યાતીલા નિહાળીને, દીલમાં દાખવે દ્વેશ—પામર.
અન્ન ભોજન શાં ઉંટને, રીઝે ઝાંખરાં જોઇ;
ઇટડી વળગી અડાણુમાં, પય છાંડી પીશે લોહી—પામર.
પુરૂષાતન ઇચ્છે પાવૈઓ, એકે ન મળે ઇલાજ;
કાળી કામળમે કીરમજી, રંગ ન લાગે રૂષીરાજ—પામર.

---

### ૬૬ ભજન.

માયામાં મનડું મોહ્યું રે, પામર પ્રાણી;
પ્રભુ માંહે ચિત્ત ન પ્રોયું રે, પામર પ્રાણી–ટેક.
જીવલડા ઉંધે માથે, તું દશ મહિના ઝુલ્યો;
તે દહાડા હવે ભુલ્યો રે, પામર પ્રાણી–માયા.
જોને અલ્યા બળતો'તો, જઠરાની ઝાળે;
ઉગાર્યો દીન દયાળે રે, પામર પ્રાણી–માયા.

કરડતા તારી કાયા, કરમીયાને કીડા;
પસ્તાતો પામી પીડા રે, પામર પ્રાણી–માયા.
ખાટું ને ખારૂં તીખું, જનેતા તારી ખાતી;
તે થકી બળતરા થાતી રે, પામર પ્રાણી—માયા.
મુંઝાતો મુખ, આળા તે ચામડાની માંહી;
ત્રીકમજી બેલી ત્યાંહી રે, પામર પ્રાણી—માયા.
ગોઝારા તેંતો, મળમૂતરમાં ખાધાં ગોથાં;
પુછાવી જોને પોથાં રે, પામર પ્રાણી–માયા.
સંભાર્યા સાતે મહિને, રૂષિરાજનારે સ્વામી;
અલબેલો અંતરજામીરે, પામર પ્રાણી—માયા.

---

## ૬૭ પદ રાગ લાવણી

જમ દે નિત્ય ઝપાટારે, કોઇ ચેતણુ હાશ ચેતો–ટેક.
ઠીઠીઠીઠી દાંત કાઢે શું, પગમાં બગડે પીઠી;
દીઠી દીઠી ઘણાની બગડી, ચડપ આવી ગઇ ચીઠી–જમ.
માતપિતા જાણે મારો, થાયે દિન દિન મોટો;
મોત નજીક આવે છે એક દિન, થાશે ખેલ ભાઇ ખોટો–જમ.
બંધુ જાણે બાંધવ મારો, જીવે જુગોજુગ જોડી;
કાળ અચાનક આવી પડશે, તરત નાખશે તોડી–જમ.
સોળ અંગ શણગાર સજીને, રોબડશા શું રીઝો;
એક દિન લાલ વેરાગી બનવું, વેષ બદલીને બીજો–જમ.

દર્પણ લઇ શું મુખડું દેખો, સમજો જમની શેહમાં;
એક દિન કરશે કાગ કોલાહલ, ચડપ સુવાડે ચેહમાં-જમ.
હારા પુત્ર પરિવાર તજીને, જાવું મીલકત મેલી;
રૂષીરાજ રઘુનાથ વીના નથી. કોઇ બરાબર બેલી-જમ.

## ૬૮ રાગ એજ

જબરો કાળ ઝપાટો રે, માથે મરણુ બીક છે મોટી-ટેક.
જંતર જાણો મંતર જાણો, જાણો તંતર ટાળા;
કાળ મહાબળ વાત મર્દ જ્યાં, પ્રભુજી પડે પારાળા-જબરો.
વૈદ બોલાવો સેદ બોલાવો, કરો ઉકાળા કુટી;
ખુટી તે તો જરૂર ખુટી, ટુટીની નહિ બુટી-જબરો.
લોંચરૂં ખોદો શીખો શશેદો, તત્વ વીચારો તાજાં;
નાડી ભેદ દા'ડી રમો પણ વળશે ઊંધાં વાજાં-જબરો.
જોષ જુઓ નિર્દોષ ભણીને, કોષ શુકનના કાઢો;
જમકિંકરનો અજબ ઝપાટો, ગજબ કરી દે ગાઢો-જબરો.
વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો દૂજે;
પકડે આવી મોત પલકમાં, જીવલડો શું ઝુઝે-જબરો.
રોટી બદલો ઓટી બદલો, લોટી બદલો લાખો;
દર્દ મર્દને ગર્દ કરી દે, મોત મર્દ આખો-જબરો.
ધર્મ ધરો અધર્મને મેલી, ખાંતેથી લ્યો ખેલી;
રૂષીરાજ રઘુના વિના નથી, કોઇ બરાબર બેલી-જબરો.

## ૬૯ પદ-રાગ કુમરી.

ગોવિંદ જાણ્યા વિના તેં વરસો ગાળીયાં રે -ગોવિંદ,
ગળે પાસ બાંધી જમ ગ્રહશે; કાપો કાપો મુખથી કહેશે,
રંગ ભરેલા રહેશે, મંદિર માળીયાં રે -ગોવિંદ.
શૂરો પૂરો સુરાપાને, કૃષ્ણ કથા ગોઠે નહિ કાને,
ભજનીજન ભગતોને, ખળ તેં ખાળીયા રે -ગોવિંદ.
હૈયામાં નવ ધર્યા હરિને, ભુંડાઇ વ્હોરી જહાજ ભરીને,
દયા વિના તેં દાન, કરીને બાળીયા રે. -ગોવિંદ.
અડબંગાઇમાં ઉમર આખી, નરતન ચિંતામણી ખોઇ નાખી;
હૃદય મધ્યે રાખી તીખી પાળીયા રે. -ગોવિંદ.
ધર્મરાજની આગળ ધરશે, ત્હાં તો તારાં ગાત્ર થથરશે;
ક્રોધી જમઠા કરશે અરે ઇંઢાળીયા રે. -ગોવિંદ.
મરણ ઘાત તો નહિ મટવાની, જોતાં વાર જવાની;
સાથે ન આવે વાલ, સવાની વાળીયા રે -ગોવિંદ.
વસ્ત્રાભૂષણ લુંટી લેશે, બહાર જઇને બાળી દેશે;
રૂષીરાજ કહે દાટ્યા રે'શે રાળીયા રે. -ગોવિંદ.

---

## ૭૦ પદ-રાગ એજ.

રટવા રટવા આવ્યો છે તું તો રામને રે—ટેક.
બીજાનું સુખ જોઇને બળ માં, વેદ વગરની વાટે વળ માં;
ચિત્ત વિષે તું ચળ માં, દેખી દામને રે. -રટવા.
પંચ વિષય લાગે છે પ્યારા, વહી ગયા કોટિ જનમારા;

તું સમજીને કરી લે, તારા કામને રે. —રટવા.
કઇક જન્મ તેં ફેરજ કરીઆ, દેખ્યા તેથી દુઃખના દરીઆ;
શ્રવમાં સુખ ભરીઆ, સેવો શામને રે. —રટવા.
કાળ ગણે નહિ કોડપતિને, જોશી ડોશી વેદ જતિને;
શંખણી કે સતીને હુકમી હજામને રે. —રટવા.
ચાર ઘડી કેરૂં ચોઘડીયું, નર તન વણ સમજેથી નડીયું;
પડશે કે તન પડીયું, જા પુછ ગામને રે. —રટવા.
રૂષીરાજની વાણી કર વ્હાલી, ચેત અરે જાવું છે ચાલી;
ખોઇશમાં તું ખાલી, આઠે જામને રે. —રટવા.

---

## ૭૧ પદ—રાગ એજ.

લાગી લાગી હરકત તો લોકા લાજની રે—ટેક.
એ માટે વિસર્યા અવિનાશી, વિશ્વંભર વૈકુંઠના વાસી;
ખબર જુએ છે ખાસી, હરજી આજની રે. —લાગી.
ભરમાઇશ માં દોલત ભાળી, રૂપાં કેરી ખાટ્ય રૂપાળી;
વાલ તણી નથી વાળી, તારા કાજની રે. —લાગી.
કાયા માયા કાચી કેવી, દેવદૈત્ય નવ રાખે દેવી;
ઝુંપડી સળગી જેવી, સુની છાજની રે. —લાગી.
લાખો જનમ ધરીને લોટયો, દીધી હતી ત્યાં મ્હોતે દોટયો;
ચકલા ઉપર ચોંટયો, જેવી બાજની રે. —લાગી.
આવ્યો'તો તું લાભજ લેવા, કામ કર્યાં તેં ઉલટાં કેવાં;

સહાય કરજે સેવા, સંતસમાજની રે. —લાગી.
સંત પુરૂષના શબ્દ સહે નહિ, દોષ ભીતરના તેથી દહે નહિ;
શાકી ગંધ રહે નહિ, જેવી પ્યાજની રે. —લાગી.
અંત સમે જમડા આવી લ્યે, રે'વું પડશે વહને વ્હીલે;
શીખામણ સમજી લે, રૂષિરાજની રે. —લાગી.

---

## ૭૨. પદ—રાગ ભૈરવી.

શાને માટે ભજતો નથી, રહેજે સીતારામ રે—એ ટેક.
આ કાયા તો તારી નથી, હાડકાંને ચામ રે;
તેમાં તે શું મોહી રહ્યો છે, ગાફેલ ગુલામ રે—શાને.
પાંડવોની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીને ચીર રે;
સુદામાની વેળા વાળી, દીધાં ધન મંદિર રે—શાને.
રાવણ સરખા રાણા હતા, સોના સરખા ધામ રે;
સવાલક્ષ જેના પુત્ર હતા, તેનાં ઠેકાણા ન ઠામ રે—શાને.
આગળ તારે હુકમી હતી, ઘેર હતા ગુલામ રે;
બાજીગરનો વાંદર ભાઇ, ભરાવશે સલામ રે—શાને.
ઉંચી મેડી ને અજબ ઝરૂખો, નીચા નીચા ધામ રે;
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં ઠેકાણા ન ઠામ રે—શાને.
ધાઈ ધુતી ધન ભેળું કીધું, દાટયાં રહેશે દામ રે;
બાપ દાદા તો ચાલ્યા ગયા, ના'વ્યું કોને કામ રે—શાને.

પાપની તો પાળો બાંધી, ધરમનું નહીં નામ રે;
ભવાન કે' છે ભૂલ્યો પ્રાણી, કુડાં કીધાં કામ રે—શાને.

---

## ૭૩. સીતાજીના માહનાનો—રાગ

ભાવે ભજતાં ત્રિભુવનનાથ, શરમ શાની કરવી રે;
વ્હાલે રીઝવતાં વિશ્વનાથ, —શરમ.
સેવે બુઢા બાળો ને જવાન, —શરમ.
ધનવાન અને વિદ્વાન, —શરમ.
ભજી ગયા જેને મોટા ભુપ, —શરમ.
ઓધવ અ ુર ને અંબરિશ, —શરમ.
રાજા ખટેવાંગ જનક પરિખ, —શરમ.
તજ્યું ભરતે જેને માટે રાજ, —શરમ.
મીરાંબાઇએ ન રાખી છે લાજ, —શરમ.
કર જોડી કહે દાસોના દાસ, —શરમ.
અંતે જાવું છે પ્રભુની પાસ, —શરમ.
કહે છે જાદવ બુરૂં નથી કામ, —શરમ.
ભાવે ભજતાં તે શ્રી ભગવાન; —શરમ.

---

## ૭૪ રાગ કુમરી

નાથ તુમ જાનત હો સબ ઘટકી;
મીરાં ભકિત કરે રે પ્રકટકી—નાથ

ધ્યાન ધરી પ્રભુ મીરાં સંભારે, પૂજા કરે અટપટકી;
શાલિગ્રામકું ચંદન ચડત હે, ભાલ તિલક બિંદુ અટકી–નાથ
રામમંદિર મેં મીરાં નાચે, તાલ પડે જેસે ચટકી;
પાઉંમે નુપૂર રૂમઝુમ બાજે, લાજ સંભારે ઘુંઘટકી–નાથ
ઝેર કટોરા રાણાએ મોકલ્યા, સાધુ સંગત મીરાં અટકી
લૈ ચરણામૃત મીરાં એ પીધું, હો ગઇ અમૃત વટકી–નાથ
સુરત દોર પર મીરાં નાચે, શિરપે ઘડા પર મટકી;
મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણ, સુરત લગી જેસે નટકી–નાથ

---

## ૭૫ રાગ કાફી

ધિક હે જગમે જીવન જાકો, ભજન બીના દેહ ધરી–ટેક
જબ માતા જન્મ્યો, આનંદ હરખ ઉચ્ચારી;
જગમે આય ભજન નવ કીનો, જનનીકું ભારે મારી–ધિક
કાગ કોયલ તો સબ રંગ એસે, કોઇ ગોરી કોઇ કારી;
વો બોલે તબ તીરજ મારે, વો બોલે જગપ્યારી–ધિક.
વાગલ તો શિર ઉંધે ઝુલે, વાકી કોન વિચારી;
ફલ સબ કોઇ કરણીકા ચાખે, માનો બાત હમારી–ધિક.
જુનીસી નાવ જમલા ખેવટીઆ, ભવસાગર બહુ ભારી;
મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણ, પ્રભુ મોકું પાર ઉતારી–ધિક

### ૭૬. રાગ-ધન્યાશ્રી

દો દિનકે મિજબાન, બીગારૂં કોનસે, દો દિનકે-ટેક.
અબ તું સોવત સેજ પલંગ પર;
કબ તું જાઓગે મસાન —બીગારૂં.
માત પિતા સુત નારી છોડકે,
આખર કરત હેરાન —બીગારૂં.
રાજબી ચલ ગયે, પ્રધાન બી ચલ ગયે,
કુંભકરન બલવાન —બીગારૂં.
કીટ પતંગ ઔર બ્રહ્મા બી ચલ ગયે;
કોઇ ન રહેગો અવસાન —બીગારૂં.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણ;
રખ લે તું રામકો ધ્યાન —બીગારૂં.

### ૭૭ ભજન

અરજ કરે છે મીરાં રાંકડી, ઉભી ઉભી
અરજ કરે છે મીરાં રાંકડી —એ ટેક.
મુનિવર સ્વામી મ્હારે, મંદિરે પધારો વ્હાલા
સેવા કરીશ દિન રાતડી —ઉભી ઉભી.
ફુલના રે હાર વહાલા, પુલનારે ગજરા રે;
ફુલના તોરા ને પુલ પાંખડી —ઉભી ઉભી.
પચ પકવાન વહાલા, મીઠાઈને મેવા રે;
ઘેબર જલેબી તલ સાંકળી —ઉભી ઉભી.

સાવ રે સોનાનાં વહાલા, સોગઠાં ઢળાવું રે;
રમવા આવો તો જાય રાતડી, —ઉભી ઉભી.
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરિધરનાં ગુણ વહાલા;
તમને જોઇ ઠરે મારી આંખડી, —ઉભી ઉભી.

---

### ૭૮ ભજન.

શું રે કરવું છે મારે, શું રે કરવું છે રે;
હીરા માણેકને મારે, શું રે કરવું છે—એ ટેક.
મોતીની માળા રાણા, કામ ન આવે રે;
તુલસીમાળા લઇને પ્રભુ ભજવું છે રે–હીરા.
હીર ને ચીર રાણા, કામ ન આવે રે;
ભગવી ચીંથરીઓ પે'રી, મારે ફરવું છે રે–હીરા.
મહેલ ને માળ રાણા, શું રે કરવું છે રે;
જંગલ ઝુંપડીએ જઇને, મારે વસવું છે રે–હીરા.
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરિધરનાં ગુણ વહાલા;
અમર ચુડલો લઇને, મારે મરવું છે રે–હીરા.

---

### ૭૯ પદ

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઇ અમે બાળ કુંવારા રે–ટેક
જળરે યમુનાનાં હું તો, ભરવાને ગઇ'તી;
કાનુડે ઉઠાડયાં આછાં નીર, ઉડયાં ફરરરરરે—કાનુડો.

યમુનાને કાંઠે વાલે રાસ રચ્યો'તો;
સોળસે ગોપીમાં ઝાલ્યાં ચીર, ફાટયાં ચરરરર રે—કાનુડો.
હું તો વરણાગી, કાના તણા નામની રે;
કાનુડે તાણીને માર્યાં તીર, વાગ્યાં અરરરર રે—કાનુડો.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણ વા'લા;
કાનુડે બાળીને કીધાં ખાખ, ઉડી ફરરરર રે—કાનુડો.

---

## ૮૦ રાગ ખડકો

મુજ અબળાને મોટી મીરાંતું બાઇ;
શ્યામ ઘરેણું મારે સાચું રે —એ ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
મન માળા રે ચત્રભુજ ચુડલો, શ્યામ સોની ઘેર જઇએરે-મુજ
ઝાંઝરીઆં જગજીવન કેરાં, કેશવ કડલાં ને કાંબી રે;
વિછુઆ ઘુઘરા ગોવિંદ કેરા, અણવટ અંતરજામી રે-મુજ.
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરૂણાનિધિ કેરી, એમાં ઘરેણું ઘાલું રે-મુજ.
સોળ શૃંગાર સજીને બેઠી, હવે કાંઈ નથી કાચું રે;
મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણ હરિને ચરણે જાચું રે-મુજ.

---

## ૮૧ પદ.

હરિનામ બીના નર ઐસા હૈ,
દીપક બીન મંદિર જૈસા હૈ—ટેક.

જેસે બીના પુરૂષકી નારી હૈ,
જેસે પુત્ર બીના માતારી હૈ;
જલ બીના સરોવર જૈસા હૈ—હરિનામ.

શશિ બીન રજની શૂન્ય રહે,
જેસે બીન લવન રસોઇ હૈ;
ઘર ધની બીના ઘર જૈસા હૈ—હરિનામ

ઠુંઠર બીના વૃક્ષ બનાયા હૈ,
જેસે સુખ સંચરી માયા હૈ;
ગુનીકા ઘર પુત્ર જૈસા હૈ—હરિનામ.

મીરાંબાઈ કહે હરિસે મીલના,
જહાં [illegible] નહીં કલના;
બીન ગુરૂકે મેલા [illegible] હૈ—હરિનામ.

---

## ૮૨ રાગ ધનાશ્રી.

રટતા કયું નહિ રે હરિનામ,
તેરે કોડી લગે નહિ દામ—ટેક.

નરદેહ દીની નામ સુમરનકું,
બીન સુમરે કૌન કામ—રટતા.

પાંવ દીયા તોરે તિરથ કારન,
હાથ દીયા કર દાન—રટતા.

નેન દીયા તોરે દરશન કારન,
શ્રવણુ દીયા સુન જ્ઞાન—રટતા.

દાંત દીયા તોરે મુખકી શોભા,
જીહ્વા દીયે ભજ રામ-રટતા.
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુન,
એહી કરના શુભ કામ-રટતા.

---

### ૮૩ રાગ જંગલો

અબ તો મેરે રામનામ, દુસરા ન કોઇ-ટેક.
માત છાંડ પિતા છાંડ, છાંડ સગાં સોઇ;
સાધુ સંગ બેઠ બેઠ, લોક લાજ ખોઈ-અબ તો.
સંત દેખ દોડ આઇ, જગત દેખ રોઇ;
પ્રેમ આંસુ ડાર ડાર, અમરવેલ બોઇ-અબ તો.
મગસે વો તારણ લિયો, અંત રામ દોઇ;
સંત મેરે શીશ ઉપર, રામ હૃદય હોઈ—અબ તો.
અંતમેંસે તંત કઢાયો, પીછે રહી સોઇ;
રાણે ભેજ્યા વિષકા પ્યાલા, પીકે મગન હોઇ-અબ તો.
અબતો બાત ફેલ ગઇ, જાને સબ કોઇ;
દાસ મીરાં લાલ ગિરિધર, હોણહાર હોઇ-અબ તો.

### ૮૪ પદ

કરના ફકીરી તબ કયા દિલગીરી, સદા મગનમે રહેનાજી-ટેક.
કોઇ દિન ગાડી ને કોઇ દિન બંગલા;
કોઇ દિન જંગલ બસનાજી —કરનાં

કોઈ દિન હસ્તીને કોઇ દિન ઘોડા;
કોઇ દિન પેદલ ચલનાજી —કરનાં
કોઇ દિન ખાજાં ને કોઇ દિન લાડુ;
કોઇ દિન ફાકમ ફાકાજી —કરનાં
કોઇ દિન ઢોલીઆ કોઇ દિન તળાઇ;
કોઇ દિન ભોંય પે લોટનાજી —કરનાં
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
કુછુ આય પડે સો સહેનાજી —કરનાં

## ૮૫ રાગ ગરબીનો

નારાયણ નામ લેને તું પ્રાણી રે;
નથી સાર સંસારમાં જાણી—નારાયણ.
જીવ મોહ માયામાં મોહ્યા રે;
ગોકુળ નાથને ખટપટે ખોયો—નારાયણ.
કષ્ટ દુઃખનું સે'તાં સંભાર્યો રે;
લઇ જન્મ ના ગોવિંદ ગાયો—નારાયણ.
પડ્યું જમ સાથે પાનું તારે રે
રમા સુત સાથે નહિ ચાલે—નારાયણ.
માની શીખ હૃદયે વિચારો રે;
રમણના નાથને ના વિસારો—નારાયણ.

## ૮૬ રાગ એજ

નારાયણ નામ લેને તું પ્રાણી રે;
નરદેહ સુંદર લે માણી—નારાયણ.
જીવને બુદ્ધિ મળી છે શાણી રે;
ગોવિંદના ગુણ ગાવાને જાણી—નારાયણ.
ફુળ શૂળ જેવું જ પ્રમાણી રે;
લક્ષ્મીનાથને લેને પીછાણી—નારાયણ.
પરમેશ્વરમાં વૃત્તિ સમાણી રે;
રહ્યા એને દેવ મુનિ વખાણી—નારાયણ.
માયા મેલી ભજને સારંગ પાણીરે;
રમણ રહે અંતમાં એજ કમાણી—નારાયણ.

---

## ૮૭. રાગ એજ.

હરિતણું નામ તું શે વિસારે રે;
માયા સાથે કશી નહિ ચાલે—હરિતણું.
ધન સંપતિ ને મેડી મહોલ્લા રે;
પડયા રહેશે આંહી હાથી ઘોડા—હરિતણું.
સગું સ્વારથનું, નહિ સાચું રે;
લૂંટી લેશે નથી કોઇ કાચું—હરિતણું.
જ્યારે જાયો લાવ્યો મો’ તો સાથે રે;
વળી જાવું પાછું ઠાલે હાથે—હરિતણું

ભક્તિ ભૂધરની એક સાચી રે
રમણ હરિ સેવમાં રહે રાચી—હરિતણું.

## ૮૮. રાગ ધનાશ્રી.

સ્નેહે સમરને શ્રીરામ ભઈ તું, સ્નેહે સમરને શ્રીરામ–ટેક.
બાળપણું તો ખેલમાં ખોયું, [illegible] લહ્યોરે નકામ–ભાઈ તું.
યૌવન કાળે જોર બતાવે, [illegible]–ભાઈ તું.
જરા ચઢતાં [illegible], તારી [illegible]–ભાઈ તું.
દેહલતા તારી ડોલવા લાગે, [illegible]–ભાઈ તું.
કાળ કરાળ [illegible], સેવે નહિ [illegible]–ભાઈ તું.
અંત સમે પસ્તાવો થાશે, કર્યું ન સાચું કામ–ભાઈ તું.
રમણનાથને રટણે [illegible], અંતે [illegible] જેને ધામ–ભાઈ તું.

## ૮૯ રાગ સીતાજીના મહિનાનો.

ભાવે ભજી લ્યો શ્રી ગોપાળ, સ્મરણુ છે સાચુ રે;
એ છે ભવ રે તરવાનું નાવ, બીજું બધું કાચું રે–ભાવે
સાથે લાવ્યા નો'તા કાંઈ, મેલી બધું જાવું રે,
ધન ધરણી ને ઘરસૂત્ર, સ્વપ્નાસમ થાવું રે–ભાવે.
સગાં સ્નેહી રહેશે સૌ આંહી, વિકાશીને ડાચું રે;
એવો ખેલ ખોટો રચ્યો માટ, સમજો શાને નાચું રે–ભાવે.
મેલી મન માયાનો દોર, હરિમાં રાચું રે;
રહે વૃત્તિ નિરંતર આર, રમણ પ્રભુ યાચું રે–ભાવે.

## ૯૦ રાગ કાલિંગડો

નાચે નંદલાલ નચાવે વાકી મૈયા—એ ટેક.
દુધ ન પીવે વા'લો દધિ ન ખાવે;
માખન મિસરીકા ખૂબ ખવૈયા—નાચે.
રમક ઝમક [illegible] નુપૂર બાજે;
ઠમક ઠમક પગ ધરત કનૈયા—નાચે.
પટ પીતાંબર [illegible] ઓઢન [illegible],
કાળી કંબલીયા [illegible] ઓઢૈયા—નાચે
બંદ્રાબનમેં રાસ રચ્યો હૈ;
સહુસ ગોપીમેં નાચે એક કનૈયા—નાચે.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી;
ચરન કમલકી મેં લેઉં બલૈયા—નાચે.

## ૯૧ રાગ ઠુમરી

હાં રે બીડી પાનનકી, લેતે જઇઓ રે શામળીઆ;
બીડી પાનનકી. —એ ટેક.

કાથો રે ચુનો ઔર લવંગ સોપારી;
એલચી ડાલુંગી સન્માનકી —લેતે.

એક તો બીડી મેરી સાસુ નણંદકી;
દુસરી બીડી છોટે કાનનકી. —લેતે.

ઇસરે બંસીરીમેં સબ જગ મોહ્યો;
બેઠી મોહી રે બ્રખુભાનનકી —લેતે.

રાધાકૃષ્ણ દોનું ચોપડ ખેલે;
બાજી બની રે સારી રૈનનકી. —લેતે.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી;
જોડી બની રે રાધે કાનનકી. —લેતે.

---

## ૯૨ રાગ ધુન

જે જે શ્રી યશોદાનંદનકી,
નંદનકી જગવંદનકી—જે જે.
ભાલ વિશાલ માલ મોચનકી,
ઔર બીરાજે ચંદનકી—જે જે.
પેઠી પાતાલ કાલીનાગ નાથે,
ફણપર નૃત્ય કરાવનકી—જે જે.
યમુના કે નીરતીર ધેનુ ચરાવે,
હાથ લકુટીયાં ચંદનકી—જે જે.
ઇંદ્ર કોપ કીયે બ્રજ ઉપર,
નખપર ગિરિવર ધારનકી—જે જે,
કેશી મારે કંસ પછારે,
અસુરન કે દલ ભંજનકી—જે જે.
ઉગ્રસેનકું રાજતિલક દીનો;
રક્ષા કરી સબ સંતનકી—જે જે.
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે;
ભક્તવત્સલ ભવ ભંજનકી—જે જે.

ઘંટાતાલ પખવાજ બાજે;
ગેહરી ધુન સુનાવનકી–જે જે.
આપન જાય દ્વારકા થાપી;
પલપલ લહર તરંગનકી–જે જે.
આસપાસ રત્નાકર સાગર;
ગોમતી કરત કિલોલનકી–જે જે.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી;
ચરણ કમલ રજ બંદનકી–જે જે.

---

### ૯૩. રાગ આશા.

નાથ તમે નિરધનીઆનું છો નાણું;
એવી અખુટ હીરાની છો ખાણું—નાથ.
કુંવર બાઇની જે દિ આવી અધરણી;
નરશી પાસે નો'તું નાણું;
મામેરૂં લઇને પ્રભુજી પધાર્યા,
ત્રીકમજીએ સાચવ્યું ટાણું—નાથ.
માનવીનો જ્યારે મેળો ભરાણો,
કબીરનું નથી રે ઠેકાણું;
પોઠીઆ લઈને પ્રભુજી પધાર્યા,
જગમાં એ રે કે'વાણું—નાથ.
મુક્તાફળ બહુ મોંઘાં મળે છે,
પણ સસ્તું મળેછે છાણું:

મીરાં માથે વા'લે મે'રજ કીધી;
ઝેર અઝેરૂં ખવાણું—નાથ.
ઘટ ઘટમાંહી ગોવિંદ બિરાજે
ઠાલું નથી રે ઠેકાણું;
હરિ ગુરૂ વચને કહે છે રે લાખો,
આખી ઉમરમાં રે જણાણું—નાથ.

---

૯૪. રાગ એજ.

નાથ તુમે તુળસીને પત્રે તોળાણા;
એવા જશ ગોવિંદના ગવાણા—નાથ.
બોડાણે બહુ નામીને સેવ્યા,
બોલમાં એ રે બંધાણા;
કૃપા કરીને પ્રભુજી પધાર્યા,
ડાકોરજીએ હરખાણા—નાથ.
ગુગળીઆ વાંસે ગોતવાને ચાલ્યા
અધબીચ જઇ અટકાણા;
ગાડલે ચડી પ્રભુ આપ પધાર્યા,
શાન કરીને છીપાણા—નાથ.
હેમ બરોબર મૂલ્ય કરીને,
વાલ સવામાં તોલાણા;
બ્રાહ્મણીઆને ભોઠાપણ આપી,
સંતને વચને વેચાણા,—નાથ.

મધ્ય ગુજરાતમાં છે રે દ્વારિકા,
વેદ પુરાણે વંચાણા;
સતગુરૂને વચને ગાએ રે લાખો,
કલિયુગમાં એ કે'વાણા—નાથ.

**૯૫ રાગ ધનાશ્રી**

કરમગત ટારી નાહીં ટરે (૨) —એ ટેક.
કહાં રાહુ અરૂ રવિ શશી ગ્રહ;
આન સંજોગ પડે—કરમગત.
ગુરૂ વશિષ્ઠ પંડિત અતિ જ્ઞાની;
રચી પચી લગન ધરે—કરમગત
પિતા મરન અરૂ હરન સીયા કો;
બનમેં બીપત પરે—કરમગત.
ભારતમેં ભરવીકા અંડા;
ઘંટા તૂટ પરે—કરમગત.
હરિશ્ચંદ્રસો દાની રાજા;
નીચ ઘર પાની ભરે—કરમગત.
તીન લોક હૈ ભાવિકે બસ;
સુરનર દેહ ધરે—કરમગત.
સુરદાસ હોની સો હોવે;
કાહેકુ શોચ કરે—કરમગત.

## ૯૬ રાગ બિહાગ

મન તેં કાહેકો દેહ ધરી (૨)--એ ટેક.
ભૂખે ભોજનદાન ન દીનો, તીર્થ ડગ નહીં ભરી-મન.
શ્રી ભાગવત સુણ્યો નહિ શ્રવનન, ગુરૂ સેવા ન કરી;
લોભ મોહ પ્રપંચ નહિ ભૂલ્યો, મિથ્યા જાયગો મરી-મન.
દેહ ધરી ગોવિંદ નહિ ગાયા, સાધુ સંગત ન કરી;
સુરદાસ ભગવંત ભજન બીના, જમકે પાસ પરી-મન.

## ૯૭ રાગ એજ

કોઇ મેરે કામ ન આયો, શ્રીહરિ બીના કોઇ મેરે કામ-ટેક.
આ જૂઠી માયા કે લીયે, રતનોંસે જન્મ ગંવાયો-શ્રીહરિ.
કંચન કળશ ચિત્ર વિચિત્ર, રચ. રચીં ભવન બનાયો;
તામેં તતક્ષણું ગ્રહી કાઢયો, પલ એક રેન નહીં પાયો-શ્રીહરિ.
ઘર ત્રીયા કહે મેં સંગ ચલુંગી, ધુત ધુત ધન ખાયો;
અંત સમે છુપી ઘર ભીતર, ડગ એક ના પોંચાયો-શ્રીહરિ.
સુ સોકૃત કર એક સુત જાયો, ઓતહી લાડ લડાયો;
કાઢી લીયો વો કંઠકો ધાગો, અગનસે બદન જલાયો--શ્રીહરિ.
અધમ ઓધારન ગુણુકા તારન, સો પ્રભુ કયોં તેં બીસાયોં;
ન લીનો નામ રહ્યો મન ધોખો, સુરદાસ પસતાયો-શ્રીહરિ.

## ૯૮ રાગ એજ

સાચે કલિયુગ આયો, અબ તો સાચે કલિયુગ આયો-ટેક
પુત્ર પિતાકો કહ્યો ન માને, કરે અપને મન ભાયો-અબ.

સ્ત્રી પતિવ્રતા ધર્મ ન પાળે, નિરખત પુરૂષ પરાયો;
સંન્યાસી ધનસિંચન લગ ગયે, હરિ સુમરન બીસરાયો–અબ.
રાજા કપટી રૈયત દુ:ખ પાવે, બ્રાહ્મણ બહોત ભટકાયો;
વાસુ વરષા અલ્પ હોત હૈ, સબ જુગ પાપસેં છાયો–અબ.
ખોજા બંદ્રાબન મથુરાં નગરી, કાલંદ્રિ નીર સુકાયો;
સુરદાસ પ્રભુ નામ ભજન બીન મોહકું કાય જીવાયો–અબ.

---

## ૯૯ રાગ કાફી

(નાથ કૈસે ગજકો બંધ છુડાયો–એરાગ.)

ઓધવજી પ્રારબ્ધકી ગત ન્યારી;
સંતો જુવોને વાત વિચારી–ટેક

નિરમળ નીર કૂપકો કીનો,
સાગર કર દીનો ખારી;

ઉજવલ બરન બગલાંકો દીનો,
કોયલ કરી દીની કારી–ઓધવજી

વેશ્યા ઓઢે શાલ દુશાલા,
પતિવ્રતાકો નહિ સાડી;

કુલ રે વતીકોં પુત્ર ન દીનો,
કુવડ જણ જણ હારી–ઓધવજી

એક ચડત હય પાલખી ઉપર
દૂજા ઘોડે સવારી;

તીસરા આપે પાઉં ચલત હૈ,
ચોથા ઉઠાવત ભારી–ઓધવજી
દાતાકો હરિ ધન નહીં દીનો,
કૃપણકો ધન ભારી;
સુરદાસ કહુ કલ જ્ય પડત હૈ,
પંડિત ભયે ભીખારી–ઓધવજી

## ૧૦૦ પદ

(ચાલુ લોક પરીચીત ભજન)

જાગ લછમન બોલ બાંધવા, બોલને એકવારજી;
તુંને સીતા વાયાંની ઘણી હામ, લછમન જાગને–ટેક
કડવી હજો લીંબડી, જેની શીતળ હોયે છાંયજી;
બોલકડાં હોય બાંધવા, તોય પોતાની બાંહ્ય–લછમન
સુખે રામ સાંભરે ને, દુઃખે મા ને બાપજી;
ભીડ પડે ભાઇ સાંભરે, એ તો મેલ્યા નવ જાય–લછમન
ભાઇ મરે ભવ સાંભરે ને, બેની મરે દિશ જાયજી;
બાલપણામાં જેની મા મરે, તેને ચારે દિશે વાવાય–લછમન
કુવા ઢાંકણ પાવથા જયમ, જળ ઢાંકણ સેવાળજી;
બાપ ઢાંકણ બેટડો, તેમ ઘરનું ઢાંકણ નાર–લછમન
ગાયો વિના સુનો ગોંદરો ને, ગઢવિણ સુની પોળજી;
પુત્ર વિના સુની માવડી, ત્યમ બાંધવ વિના સુની જોડ–લછમન
ગયો હનુમાન નવ આવીયો, જે શિલમ શિલા લેણજી
કારજ પોતાનું સારવા, જેને દુઃખે તેને વેણ–લછમન

વન આવ્યાં'તાં ત્રણ જણા, ને રહ્યો એકાએકજી,
મને માતાજી ખબરો પૂછશે, તેને શું રે ઉત્તર હું દઇશ–લછમન
સુર કહે મૂર્ચ્છા ઉતરી ને, મળીયા દોનો ભાઇજી;
સીતા વાળી અયોધ્યા આવીયા, હરખ્યાં કૈશલ્યા માય–લછમન

**૧૦૧. ભેખરે ઉતારો રાજા ભરથરી–એ રાગ.**

ક્ષણભંગુર શરીર છે, તેનો કરવો વિચારજી;
ભજન કરોને રે ભાવથી, સમજી સકળ અસારજી–ટેક.
આ અવનીને રે ઉપરે, ગયા કોટી હજારજી;
સંસાર આણછતું બાહેર છે, તેમાં બન્યાં છે બજારજી–ક્ષણ.
બેસી સિંહાસને ચાલતા, સાથે લાવ લશ્કરજી;
પૃથ્વીપતિ કૈ ચાલ્યા ગયા, ગોપીચંદ અકબરજી–ક્ષણ.
કુલ મદ તો રાવણ તણો. નાણુ નંદનું કે'વાયજી;
સંસાર સરિતાના પૂરમાં, સરવે ગયું તે તણાયજી–ક્ષણ.
પંચભૂતનું પીંડ રચી, કીધું મનુષ્યનું રૂપજી;
સૂક્ષ્મરૂપે પોતે રહ્યા, ચૈતન્યરૂપ અનૂપજી–ક્ષણ.
પ્રવૃત્તિને રે પરહરી, સેવો સંત ચરણજી;
દાસ ગરીબ ભજો રામને, મટે જન્મ મરણજી–ક્ષણ.

---

**૧૦૨. રાગ કાફી (કચ્છી ભાષામાં.)**

મન મુરખડેં કે માર પોંધી, તડેંની તોબા કંધા;
તડેંની તોબા કંધા, હેવર મંજે ન મુરખ અંધા–ટેક

હીના મનખો હુલ્યોની વેંધો, ખબર ન પોંધી અધા;
હેવરતાં હરિ નતા ભજ્ને, પોય થીંધા ઓડેંજા ગધા—મન.
અંજાની બાજી અચની હથમેં, પરમારથ કર બંદા;
મથે અચીને મલાખ વેંધા, તડેં ન અચંધા સંધા—મન.
કારેં મિંઝાંની ધોશની થ્યા, તોય છડે ન કુડા ધંધા;
મનખા ડઇ જો મર્મ ન સમજે, નુગરા કરીયેં નિંધા—મન
સંત સમાગમ નતા કરીન, પોય હલ્યા વેંધા હથ બધા;
દાસ ગરીબ દોજખમેં પોંધા, તડે થીંધા નર થધા—મન.

---

## ૧૦૩ રાગ એજ

કુડી કાયા જો કેડો ભરોસો, લગંધી અચાનક કજા;
લગંધી અચાનક કજા, પુઠીઆં ગિનધા તોજા છજા—ટેક.
અભ્યાગત કે આદર ડીજે, જેડાની પીંડજા ગજા;
વચન અંન જલ આશરો, ડીંધા સે ગિનધા મજા—કુડી.
મોહ બંધીને વેહાની આએ, પણ થીંધી અચનક રજા;
પરિવારલા પાપ કરીને; બોજો આંઇ મ ખજા—કુડી.
ભજન સિંજાન. ભાવજ રખજા, છડી લોકજી લજા;
હટની હેવર ઉથીની વેંધા, સોદો કરી ગીનજા—કુડી.
મતલબલા કરે માડુંસેં ભાઈ, જુલમ કડેં ન કજા;
દાસ ગરીબ ચેતા મંજ્યોપોય, થીંધી સખત સજા—કુડી.

---

## ૧૦૪ રાગ ભૈરવી

(શાને માટે ભજતો નથી–એ રાહ.)

જીવ તુંને જમડા આવી, કરશે બે હાલ રે;
માટે કહ્યું માની મારૂં, ભજી લે ગોપાળ રે–ટેક.
મિથ્યા મમતામાં મોહ્યો, તેમાં નથી માલ રે;
કુટુંબ કબીલો સર્વે, માયા કેરી જાળ રે;–જીવ.
માયામાં તું મોજું માણે, શિર પર કાળ રે;
અચાનક આવી લેશે, તિતરવાળો તાલ રે–જીવ.
હાથી હોદે બેસી ચાલે, મોટા મહીપાલ રે;
પૂન્ય કરમ વિના, કે'વાશે કંગાલ રે–જીવ.
ઉદરમાંયે મૂરખ તારા, હતા શું હવાલ રે;
દાસ ગરીબ હરિએ, કરી પ્રતિપાલ રે–જીવ.

---

## ૧૦૫ રાગ ધનાશ્રી

ગાને પ્રભુનાં ગાન, નફટ તું ગાને પ્રભુનાં ગાન;
કેમ બન્યો નાદાન, નફટ તું ગાને પ્રભુનાં ગાન—ટેક
મારૂં તારૂં મીથ્યા માને, ભૂલી પોતાનું ભાન;
માયામાં લપટાયો મૂરખ, કદિ ન આવી સાન–નફટ.
પ્રપંચી ને પાપી થઇને, દેતો નહિ કદી દાન;
આખો દહાડો તું અથડાયો. વળી સુકાયું વાન–નફટ.
માટે જ્ઞાની થઇને પીજે, પ્રીતે હરિરસ પાન;
એક વિવેક ધરીને રાખજે, ત્રીકમ કેરૂં તાન–નફટ.

સાર અસાર કરીને તજજે, મિથ્યા જે અભિમાન
ગોવરધનનું ગાન સુણીને, ધરમ તણું ધર ધ્યાન—નફ્ટ.

## ૧૦૬ રાગ કુમરી.

મન મુરખ તું સમજ્યા વિના, આપે અવળો ચાલે રે;
કામ ક્રોધ કલ્પના કરી ને, મોહનિદ્રામાં મહાલે રે—મન.
મોહ નિદ્રામાં મન બંધાયું, વિષય વાસના માણી રે;
માત પિતા કુળ કુટુંબ કરીને, સંકલ્પ વિકલ્પ આણી રે—મન.
ઘર ધંધો ધન ધ્યાન ધરીને, પાપમાં પડીઓ પ્રાણી રે;
જુઠ સાચ કરી ધન મેળવીયું, અધરમની એ ધાણી રે—મન.
ધર્મશાસ્ત્રની વાત ન જાણે, પર નિંદા પરમાણે રે;
કુડ કપટ કલ્પના ઝાઝી, પર ઘેર જઇને માણે રે—મન.
સંત સાધુ શીખામણ આપે, શુણે નહિ એ કાને રે;
માન વડાઇ આપ માની ને, જીવ રહ્યો અજાણે રે—મન.
વિવેક વિચાર આવે જ્યાં મનમાં, સદગુરૂ શબ્દે જાણે રે;
દયાનંદ ચેતન થઇ જોયું. આપ સરૂપ વખાણે રે—મન.

## ૧૦૭ રાગ એજ.

રામ નામ તું ભજને પ્રાણીઆ,
ફરી અવસર નહિ આવે રે;
આવ્યો અવસર તું એળે ગુમાવે,
સદગુરૂ સંત ચેતાવે રે—એ ટેક.

અવસર આવ્યો આ ભવ માંહી,
સાધુ સંગત જબ થાવે રે;
વેદ વેદાંત શાસ્ત્ર સત્ય સુણીને,
આતમા લક્ષ લગાવે રે—રામનામ.
વિવેક વિચાર વૈરાગ ઉર ધારી,
વિષય વાસના ત્યજાવે રે;
ઇચ્છ ક્રીયા જ્ઞાન કરીને,
મહા મુક્ત પદ પાવે રે—રામનામ.
ભાવ ભક્તિ મુક્તિ કો સાધન,
ધીરજ ધ્યાન ધરી આવે રે;
આશા તૃષ્ણા કલ્પના છોડી,
રામનામ જશ ગાવે રે—રામનામ.
કામ ક્રોધ મમતાને મારી,
મન સમતા મેં સમાવે રે;
પરમારથમાં પ્રીત કરીને,
ચિત ચૈતનમાં મીલાવે રે—રામનામ.
ગુરૂ પરમાનંદ કૃપા કીધી,
મનકો મોહ મીટાવે રે;
મહામણી પ્રકાશ સિંધુમાં,
નિત્ય દયાનંદ નહાવે રે—રામનામ.

———

## ૧૦૮ રાગ ઝીંઝોટી

દીનકો દયાળ છાંડ, કવન શરણ જાઉં;
એક રામ નિરાકાર, સોહી ફળ પાઉં–દીનકો
એક બચન એક બાણ, એક પત્નીશય્યા;
ऐसे પ્રભુ છાંડી હમેં, કૌન ભજૈ ભૈયા–દીનકો.
જાકે મુખે રામનામ, સોહી ઘટ સચ્ચા;
રામકો સ્વરૂપ જાને, સો ગુરૂકા બચ્ચા–દીનકો.
તુંહિ રામ તુંહિ કૃષ્ણ, તુંહિ ગુરૂ દેવા;
ભક્તનકી લાજ રખો, એહી માનું સેવા–દીનકો.
તુંહિ ગરીબન નવાજ, મૈ ગરીબ તેરા;
એક બાર કહો દયાળ, તુલસીદાસ મેરા–દીનકો.

---

## ૧૦૯ રાગ આસા

રામ મંત્ર મેરે ભાઈ, જપો મન, રામ મંત્ર મેરે ભાઇ–ટેક.
રામ મંત્ર શિવ સતી જપત હૈં,
કાકભુશંડી ગિરિમાંહી રે
કાલ કરમ માયા નહિ વ્યાપે,
ભક્તિ અચલ દૃઢ પાઇ રે—રામ મંત્ર.
ગજ ગણીકા અહલ્યા વ્યાધ ભીલડી,
જાત વરણ કુલ નાંહી રે
રામ મંત્રસે મોક્ષપદ પાવે,
ચઢે નિશાન બજાઇ રે—રામ મંત્ર.

ધ્રુવ અંબારષ પ્રહલાદ વિભિષણ,
રામમંત્ર ગ્રહ્યો ચિત્ત લાઈ રે
ખગપતિ નીલ અંગદ હનુમંતા,
સેવે ચરન સોહાઈ રે—રામ મંત્ર.
રામ મંત્ર બીન મીથ્યા ચતુરાઇ,
નીગમ કહે યશ ગાઇ રે;
તુલસીદાસ ગુરૂ મંત્ર બતાયે,
હૃદયમેં રહા ઠહરાઇ રે—રામ મંત્ર.

---

## ૧૧૦ રાગ કુમરી

બીગરી કોન સુધારે, નાથ બીના,
બીગરી કોન સુધારે રે-એ ટેક
માટી ચુન ચુન મ્હેલ બનાયા,
મુરખ કહે ઘર મેરા રે;
નહીં ઘર મેરા નહીં ઘર તેરા,
એક દિન જંગલ ડેરા રે-બીગરી.
બની બનાઇ કો સબ કો સાથી,
બીગરીકો કોઉ નાંહી રે;
ભરી સભામેં લજ્જા રાખે,
દીનોનાથ સવાઈ રે-બીગરી.
રામ જીતે લછમન જીતે,
જીતે સીતા માઇ રે;

અંજનીકો પુત્ર હનુમાન જીતે,
પલમાં લંક જલાઇ રે-બીગરી.
કડવી વેલનકી કડવી તુંબડીયાં,
સબ તીરથ કર આઈ રે;
ગંગા નાઇ જમુના નાઇ,
તોય ન ગઇ કડવાઈ રે-બીગરી.
રંકા તારે બંકા તારે,
તારે સજ્જન કસાઇ રે;
સૂડા પઢાતે ગુનીકા તારે,
તારી મીરાં બાઈ રે-બીગરી.
રાવન મારી રામ ઘર આયે,
ઘર ઘર બઢત બધાઇ રે;
તુલસીદાસ હરિકો મહિમા,
અપને મુખસેં ગાઈ રે-બીગરી.

---

## ૧૧૧ રાગ એજ.

નારાયણ નરસિંહ નરોત્તમ,
પુરૂષોત્તમકો ધ્યાન ધરો રે;
ગિરીવરધર ગોપાળ ગદાધર,
ગરૂડયુક્તપદ હ્રદય ધરો રે-નારાયણ.
દીનાનાથ દીનકે બન્ધુ,
દીન દયાળ દામોદર હર પ્રભુ;

જગન્નાથ વામન દુઃખભંજન,
હરો કુબુદ્ધિ સુબુદ્ધિ ધરો રે-નારાયણ.
પરમાત્મા પરમેશ્વર સ્વામી,
અંતર્યામી ગરૂડપદ ગામી;
પાંચ બરસકો મૂલ બીસર ગયે,
ચરન શરનમેં આયે પરો રે-નારાયણ.
સુખકરન દુઃખહરન દયાનિધિ,
નરહરિ નામ નિરંજન રઘુપતિ;
ભવભંજન પ્રભુ અલખ નિરંજન,
કૃપા સિન્ધુ દારિદ્ર હરો રે-નારાયણ.
બ્રહ્મા તીન લોક સબ વન્દે,
સુરનર મુનિવર ધ્યાન ધરે રે;
તુલસીદાસ આશ રઘુવરકી,
દુઃખ પાપ સબ દૂર કરો રે-નારાયણ.

## ૧૧૨ રાગ ખંભાત

આતો સ્વપ્નું છે સંસાર, ભજન ભાવથી કરો—ટેક.
ભાવે કરી ભગવંતને ભજો, પ્રપચ પરહરો;
સત્ ગુરૂ હરિનામ વીના, નિશ્ચય નહિ તરો—આતો.
કાળ છે બળવંત, તેને દેખીને ડરો;
ચેતી ચેતીને ચાલજો, આગળ કામ છે ખરો—આતો

એક સીતા પતિ રામને તમે, અખંડ ઓચરો;
સહુ પહેલાં સંસારમાં પ્રાણી, સુખ થકી તરો—આતો.
સત્ ગુરૂનાં વાકય રૂડાં, હ્રદયમાં ધરો;
જન દેવાના દેવને ભજો, ભૂલા કાં ફરો—આતો.

## ૧૧૩ ભજન

મુને ઘડી નથી વીસરતા રામ, હરિવર સંકટ હર્તા—ટેક.
વહાલાજી મારા,કર પર ગોવર્ધન ધાર્યો (૨);
વહાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ —હરિવર.
વહાલાજી મારા, કાળી નાગ ફેદ કીધો (૨);
લટકાળે નાથી દીધો રામ. —હરિવર.
વહાલાજી મારા, કંસ હુતા બહુ અહંકારી (૨);
મોહનજીએ નાખ્યો મારી રામ. —હરિવર.
વહાલાજી મારા. મુષ્ટિ તાંદુલ સુદામાનાં લીધાં (૨)
એના મ્હેલ કનકના કીધા રામ —હરિવર.
વહાલાજી મારા, કુબજાનું ચદન લીધું (૨);
એને રૂપ અનુપમ દીધું રામ —હરિવર.
વહાલાજી મારા, પંચાળી સભામાં પોકારે (૨);
ચીર પુર્યાં પૂર્ણ મોરારી રામ —હરિવર.
વહાલાજી મારા, ભવરે સાગરના છો ત્રાતા;
પીંગળના પ્રાણજ પ્યારા રામ —હરિવર.

## ૧૧૪ રાગ ભરથરીનો

ત્યાગી થાય છે વૈરાગથી, કીજે કોટિ ઉપાયજી;
અંતરમાં ઇચ્છા અનેક છે, તે કેમ કરીને તજાયજી—ટેક.
વેશ લીધો છે વૈરાગનો, દેશ રહી ગયો દૂરજી;
ઉપરનો વેશ સુંદર બન્યો, માંહે મોહ ભરપૂરજી—ત્યાગી.
કામ ક્રોધ મદ લોભનું, જતન કરતાં ન જાએજી;
કુસંગ થકી તે થાય છે, દશે ઇંદ્રિએ વિકારજી—ત્યાગી.
ઉખર વરશે અવનિ વીષે, બીજે દેખાય નહિ બારજી;
જો વરસા વરશે થાનકે, નરાય અન્નના ભંડારજી—ત્યાગી.
ચમક દેખીને લોહું ચળે, ઇંદ્રિ વિષયને સંયોગજી;
અણ ભેટયાનો અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી—ત્યાગી.
ઉપર તજે અંતરમાં ભજે, એમ ન સરશે અરથજી;
ન્યારો રહ્યો ચારે વરણથી અંતે કરશે અનરથજી—ત્યાગી.
ભ્રષ્ટ થયો જોગી ભોગથી, જેમ વણસી જાય દૂધજી;
ગયું માખણ ઘૃત છાશથી, દૂર થયું છે અશુદ્ધજી—ત્યાગી.
પળમાં જોગી પળમાં ભોગી, પળમાં ગૃહસ્થને ત્યાગજી;
નિષ્કુળાનંદ કહે આ પુરૂષનો, ખરણ નથી વૈરાગજી—ત્યાગી.

---

## ૧૧૫ રાગ કાફી

વાડો વાળી બેઠો રે; પોતાનો પંથ કરવાને;
છળ કરી છેતરે રે, પરાયું ધન હરવાને—એ ટેક.

રામાનંદી ને મહાનંદી, સ્વામી સહજાનંદી સમ ના'વે;
કબીર પંથી તુંબીરે વાડાએ, તો ભણે ભણે ને ભુલાવે-વાડો.
અનનો વાડો પશુનો વાડો, કો' વાઘનો વાડો દેખાડે;
એ તો કેમ બાંધ્યામાં આવે, તેને કેમ કરી દેખાડે;
ગુરૂથી ગગન ગાજે રે, અચળ ઠામ ઠરવાને-વાડો.
પ્રીતે કરી કાષ્ટ પુજાવે, પુજાવે ધાતુ પાષાણુ,
વસ્ત્ર સંગાથે કબર પુજાવે. તેમાં કોણુ કરે કલ્યાણુ;
તીર્થ વ્રત ડોળે રે, અફળ એમ મરવાને-વાડો.
સિંહરાજથી ડરે દુનીયા પણ, સિંહ ડરે નહીં કોઇ;
સોહમ્ સોહમ્ નીજાનંદ સ્વામી, એમ અખિલ બ્રહ્મ જોઇ;
સુરસંગ વીર ધીરો રે; ધણીનું ધ્યાન ધરવાને-વાડો.

## ૧૧૬ રાગ એજ

કળીયુગતો આવ્યો રે, દુનીઆમાંથી ઘટી દયા;
મોટા મોટા મ્હાજન રે, લખપતી લોભી થયા-ટેક.
ધરતીમાંથી ધરમ ગયો ને, પાપનું વાધ્યું પૂર;
પર્જન્ય તો પંગુ થઇ વરશે, મેદીની થઇ ચકચૂર;
ધરણીએ રસ ચોર્યો રે, વાવ્યા કણ વણસી ગયા-કળીયુગ.
શુરાનું શુરપણુ ગયું ને ગયું સતીનું સત,
વેદી ભેદી પંડિત પુરાણી, સૌની મટી ગઇ મત;
કળીયુગનું એવું કારણુ રે, લોભે સૌ લાગી ગયા-કળીયુ.

પૃથ્વીમાં પાખંડ પુજાયે, વીપ્ર કરે વેપાર;
અન્યાસી ધનસીંચન કરે ને, પ્રતિવૃતા નહિ નાર;
સત્ય ના જડે શોધ્યુ રે, અસત્યના ઓઘ થયા–કળીયુગ.
છત્રપતિ તો વાચા ચૂકે, તે દુઃખ કોને કહેવાય;
કથા તો કુપાત્રની સુણશે, પ્રશ્નતો ગરોડાને થાય;
દાસ ધીરો કહે છે રે, જ્ઞાની તો માની થયા–કળીયુગ.

## ૧૧૭ રાગ એજ

અંતે સંતને તેડાવે રે, હરિનું ભજન કરવા;
કરમાં માળા ઝાલી રે, મુરખ જ્યારે સુતો મરવા–ટેક.
નાનપણે ઘરે ધંધામાં ધાયો, વૃદ્ધ પણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય;
જીવી બાજી હાર્યો રે, પથ્થરને નાવે બેઠો તરવા–અંતે
અંત સમે છાપ તિલક બનાવે, ભુલી ગયો જ્યારે ભાન;
એરણુની ચોરી સોયનું દાન એમ, કેમ આવે વૈમાન;
ગુરૂ જ્ઞાન નાખ્યું રે, બુદ્ધિ તારી ગઇ ચરવા–અંતે.
યુવતિને જેવી પુરૂષની આશા, એમ હરિ ભજે ફળ થાય;
વૃદ્ધ નારિને નહિ પુત્રની આશા, એનો એળે જન્મ વહી જાય;
હરિને બેઠો ઠગવા રે, એંશી વરસે વર વરવા–અંતે.
વીશ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કરે ભવ જાય;
હરિશું ધાયાં તે બહુ કમાયા, મળીયા નિરંજન રાય;
દાસ ધીરો કહે છે રે, મટયા ચોરાશી ફરવા–અંતે.

## ૧૧૮ રાગ પરજ

આવ્યો ઉત્તમ અવતાર, ભજન કર ભાવે રે;
તારે કરવો એજ ઉપાય, જેથી ભવ ના'વે રે-ટેક.
તારે મુખથી કહેવું રામ, રહેવું નિષ્કામે રે;
શું વળગી રહ્યો વહાલા, કાલ: હાડ ચામે રે-આવ્યો.
તું તો લાલચ મ કર લગાર, કાયા માયા કાચી રે;
શું માની બેઠો મુરખ, સોણાની વાત સાચી રે-આવ્યો.
તું સાંડસા વર વાણી જાન, માન કહ્યુ મારૂં રે;
તેં જે માની લીધાં મન માંય, તેમાં નથી તારૂં રે-આવ્યો.
એવી ધરજે કાને સાર, શીખામણ મારી રે;
એમ કે' છે ઇશ્વરદાસ, જોને વિચારી રે-આવ્યો.

---

## ૧૧૯ રાગ એજ

આવ્યો ઉત્તમ અવતાર, અચાનક તારે રે;
તેમાં ભાવે કરી ભગવાન, ભજી લે સારે રે-ટેક.
તું તો થા મા સકટનો શ્વાન, ન હાથ તારે રે;
શું ભાર ઉપાડે છે ભૂર, લાગી ખોટે લારે રે-આવ્યો.
તું તો ખરચી લેને ખુબ, દીધું છે દયાળે રે;
જાણે: આક તણા તે તુર, ઉડી જાશે કાળે રે-આવ્યો.
આગળ નથી પોપાંનું રાજ, ફારજ કર તારૂં રે;
તું તો ભાતું કર ભરપૂર, મેલી મન મારૂં રે-આવ્યો.

શું રાતો રંગ પતંગ, દીવસ ચાર ચટકું રે;
કહે ઇશ્વર મેલ આજાર, મેલી માથે મટકુ રે–આવ્યો.

### ૧૨૦ રાગ કાચબા-કાચબીનાં ભજનનો

ગરભમાં ગુણ ગોવિંદનાં ગાતો, નિરંતર લેતો નામ;–ટેક.
ઉદરમાંથી અવતરી હવે, કુડાં કરે છે કામ;
આતમઘાતી આપનું બોળ્યું રે, રતન લઇ રાખમાં રોળ્યું. ૧.
આવ્યો'તો ત્યારે શી રિદ્ધિ લાવ્યો, જાઇશ પાછો વળી જોઈ;
હું ને મારૂં કરીને બેઠો, ખરી કમાણી ખોઇ;
ફોગટ મન શું રહ્યો ફુલી રે, ગયો દુગ્ધામાં ડુલી. ૨.
મારૂં મારૂં તમે મ કરો પ્રાણી, મ કરો તાણા તાણ;
કુટુંબ મળી જો કુટવા લાગ્યું, દેહી જાશે સમશાન;
માટી ભેગી માટી ભળશે રે, કર્યાં ભોગવવાં પડશે. ૩.
નામ ધર્યું તે નિશ્ચય પડશે, રહેવાનું નથી કાંય;
ભોજો ભગત કહે ભલો થઇને, મુરખ સમજ મનમાંય;
એમ ગુરૂને ચરણે આવે રે, ઝપાટો જમનો ના'વે. ૪.

### ૧૨૧ રાગ રામગ્રી

ભણ તો તું અક્ષર બે ભણે, રેરો ને મમો;
બે વીના બાવને બોબડા, તેનો શોભે નહીં સમો—ટેક.
રે રે શ્રી આતમરામ છે, મમે જાણવી માયા;
જુગલ અક્ષરને જોડતાં, કહેવાણી કાયા–ભણતો.

ચારવેદ ખટશાસ્ત્રમાં, વળી વ્યાકર્ણની વાણી;
બે વીના બાવન બોખડા, કેવરાવે જેમ કાણી-ભણતો.
બે અક્ષર ત્યાં બાવન, તેમાં પડે ન કોય પાછો;
મૂળદાસ અક્ષર અમૂલ્ય છે, શરવાળે એક સાચો-ભણતો.

---

## ૧૨૨ રાગ એજ.

લેતો લેજે નામ રામનું, કહે તો કૃષ્ણજી કહેજે;
દહતો દહજે તું કામને, રહે તો ગુરૂ ચરણે રહેજે-ટેક.
મળતો મળજે મહા સંતને, ટળ તો ત્રીગુણ થકી ટળજે;
ભળતો ભળજે પરિબ્રહ્મમાં, ગળ તો જ્ઞાનમાં ગળજે-લેતો.
સ્મરણ કરતો સ્વરૂપનું, દમ તો ઇંદ્રિયને દમજે;
ઉદ્યમ કરતો ભક્તિતણો, રમ તો નિરાકારે રમજે-લેતો.
તીરથ કરતો તે કરે, નિર્મળ જળથી નહાવું;
બ્રહ્મ સમુદ્રમાં ઝીલતાં, જળ ભેળું જળ થાવું-લેતો.
વદ તો વદરે વેદાંતને, ભણ તો ગીતાજી ભણજે;
સમજ તો સમજે સાનમાં, હણ તો મોહને હણજે-લેતો.
મેલ તો સંશયને મેલજે, ભુલતો દેહને ભુલે;
અણુછતું એહ જાણજે, નહીં મળે મોઘે મૂલે-લેતો.
નિષ્ટા રાખે એજ નામની, જેથી વાસના ન ડોલે;
મુળદાસ અક્ષર મૂળગે, બાવનથી બારો બોલે-લેતો.

---

## ૧૨૩ પદ

મારી આતમનારે આધાર, અળગા મ જાજો રે;
આવું સરૂપ મંદીરીયું સાર, તેમાં તો રેજો રે ૧.
વ્હાલા સેજ અનુપમ સાર, પલંગ પરવારી રે;
હું તો પોઢુ પિયુજીની પાસ, દુઃખડાં વિસારીરે. ૨.
હું તો હીંચું હિંડોળા ખાટ, શ્વાસ ઉચ્છવાસે રે;
હું ને લેહ લાગી અંગમાંય, પિયુજીની પાસે રે. ૩.

---

## ૧૨૪ રાગ કડખો

રવિ પ્રકટયા વિના રજની નહિ ટળે,
કોટિ ઉપાય કરે ચંદ્ર દીવા;
તોએ દિસે નિશા અજ્ઞ જાણે અછા,
નવ સૂઝે દિશા અંધ એવા—ટેક
રવિ રાહુએ ગ્રહ્યો દિવસ રજની થઇ,
એમ નિજ આતમા જીવ કહાવે;
મોહ અજ્ઞાન રાહુ જ્ઞાન રવિને ગ્રહ્યો,
ભ્રમ તે જીવની ચાલ લાવે—રવિ.
ભૂલ્યો અજ્ઞાનમાં, અટકી રહ્યો માનમાં
સમજ્યો નહિ સાનમાં ગડયો જ સાંસે;
સકળ તીરથ કરી સઘળે થાકયો ફરી,
નવ ભાસે હરિ રહ્યા પાસે—રવિ.

સુતે સ્વપ્નું થયું શય્યાનું સુખ ગયું,
અંતર દુઃખ થયું દાઝ લાગી;
અણછતો જીવ થઇ આપદા ભોગવે,
સ્વપ્ન સમે જ્યારે જુવે લાગી—રવિ.
શય્યા સંતોષ ને મિષ્ટ સુષુપ્તિ,
અજ્ઞાન સ્વપ્ને જીવ જોની;
દાસ રતનો કહે હું ને મારૂં મિથ્યા,
વણ સમજે કરે વાત મોની—રવિ.

---

## ૧૨૫ રાગ લાવણી

શાને માટે શોચ કરે છે, પ્રભુ કરશે તેમજ થાશે;
ધારેલા મનના મનસુબા તે, સરવે ફોકટમાં જાશે—ટેક,
પ્રભુ ઇચ્છા વિણ કાંઇ નથી બનતું, કરતા હરતા જગસ્વામી;
મન જાણે જે મેં જ કર્યું, પણ કરનારો અંતરજામી-શાને.
પાંચ ભાઇ જે પાંડવ કહીએ, જેના સારથી જગકર્તા;
એવા નરતે મહાસુખ મુકી, દુઃખીઆ થઈ વનમાં ભમતા–શાને.
હરિશ્ચંદ્ર મહારાજા બળીઓ, રાજ રૂડી રીતે કરીયું
પણ પરમેશ્વર કોપ્યા ત્યારે, નીચ ઘેર પાણી ભરીયું-શાને.
નળરાજા સતવાદી સાચો, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભટકયાં, મળ્યાં નહિ અન્નને પાણી-શાને.
જગમાં સતી સીતાજી મ્હોટાં, જેના જગકર્તા સ્વામી;
રાવણ તેનું હરણ કરી ગયો, વળી સતી મહાદુઃખ પામી-શાને.

## નળ-દમયંતિ વનવાસ.



નળરાજા સતવાદી સાથે, જેની દમયંતિ રાણી.
અરધે વસ્ત્રે વનમા ભટક્યા, મળ્યાં નહિ અન્ન ને પાણી.

(પૃષ્ટ ૧૧૨).

Joshi Art Fort Bombay

એવા એવાને દુઃખ પડીયું, બીજાની તો શું કહીએ;
કહે સુંદરજી કરી વિનતિ, હરિ રાખે તેમજ રહીએ—શાને.

## ૧૨૬ રાગ ધોળ

હરિ ભજવાનું ચોઘડીયું તે, ફરી ફરી ક્યાં મળશે;
ચોંપ કરીને ચેતી લેજો, ભવનાં તારણ તરશો રે—હરિ.
મનુષ્ય દેહ તો મટી જશે ને, પશુ પંખી અવતરશો રે;
વરણાગીમાં વાટ ઉઠશે, કેઈ ખાણ રડવડશો રે—હરિ.
મનુષ્ય દેહ પામીને જે કો', હરિ ભજે તે બળીયોરે;
માયાની મમતાને છાંડી, સુખ સન્મરગ કરીયો રે—હરિ.
દુઃખ લાગે તો પહેલું લાગો, ઉંધે ઉંધું ચાલ્યું રે;
માને ઉદર શું બોલ્યો'તો, ને તેં શું શું પાળ્યું રે—હરિ.
યૌવન જાશે જરા આવશે નયન નાશિકા ગળશે રે;
સગાં સ્નેહી સુખનાં બેલી, અંતે અળગાં રહેશે રે—હરિ.
હરિ નામ તો હારી બેઠો, વિષયમાં વીંટાયો રે;
ધોળે દહાડે ધજા બંધાવી, ચોટામાં લુંટાયો રે—હરિ.
આ અવસર તો રૂડો કહાવે, પાપ ન કરશો પ્રાણી રે;
કલ્યાણ કહે જો કહ્યું ન માને, પથરા ઉપર પાણી રે—હરિ.

---

## ૧૨૭ રાગ આશા

વેલાં થાઓ ને રે, આછે હરિ ભજ્યાનું ટાણું-એ ટેક.
મનખા સરીખું મહા પદારથ, વાલુમાં રેળાણું;
સોડ તાણીને સુઈ રહ્યા, પછી હમણા વા'શે વ્હાણું-આ છે.
ઠાલે ઠાલું ભરીએ ભરીયું. માયામાં મુંઝાણું;
સળગ્યું તે ઓલાશે નાહીં; સગડી માંહેનું છાણું-આ છે.
ઓચિંતાનું આવી લાગશે, પછી ઘુંઘટમાં ઘેરાણું;
બળ કરી ઓલાશે નાહીં, પછી બેસશે જમનું થાણું-આ છે.
આગળની ઓળખાણ વિનારે, હું તો કાંઇ નવ જાણું;
કાનપુરી કે આંહીનો લશ્કરયો, વ્હાં નથી ઠેકાણું-આ છે.

---

## ૧૨૮ રાગ ધનાશ્રી

કર ઝટપટ સત્સંગ મન તું, કર ઝટપટ સત્સંગ-ટેક.
કાયા માયા કામ ન આવે, પંચ વિષય દુઃખ અંગ-મન.
શાસ્ત્ર અને સદ્ગુરૂની મદદે, જીત કુસંગ પ્રસંગ-મન.
કામ ક્રોધ મદ મોહાદિક છે, ષડ શત્રુનો જંગ-મન.
ગંગ સમાન અતિશય નિર્મળ, હરિરસ રંગ તરંગ-મન.
થા પાવન વન જા કે નવ જા, ભર ઉર પૂર ઉમંગ-મન.
જપ તપ સાધન સિદ્ધ સકલ છે, ઉત્તમ નરતન નંગ-મન.
ઘર ઘર શું ભટકે મરકટવત, ભ્રમણાથી છે ભંગ-મન.
કાન માન મૂકી દે મિથ્યા, ઓ ઉન્મત્ત માતંગ-મન.

### ૧૨૯ રાગ એજ

છોડ વિષયનો ફંદ મન તું, છોડ વિષયનો ફંદ–ટેક.
પંચ વિષયના પ્રપંચ સઘળા, દે દારૂણ દુઃખ દ્વંદ–મન.
થા સાવધ વધ તું ઝટપટ, મટે વિકટ ભવબંધ–મન.
આત્મ તત્વ અભેદ જોઇને, ગા સત્ ચિત્ આનંદ–મન.
સત સંગત સદ્‌ગુરૂની સેવા, છે અનહદ સુખકંદ–મન.
શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ છે, માયા જાલ અનંત–મન.
વિષ વિષય રગ રગથી છોડી, ભજ ભાવે ભગવંત–મન.
કાન જ્ઞાન દૃષ્ટિથી ચાલે, સાચા સંત મહંત–મન.

---

### ૧૩૦ પદ પાહણીઉં

પોઢો પોઢો રે સારંગપાણુ, તેરી અખીયા મેં નીંદ ભરાણી રે–ટેક.
હાંરે એમ કહે કૌશલ્યા માઇ, તુને નીંદ બગાસાં આઇ રે–પોઢો.
હાંરે પ્રભુ અંગથી આલસ મોડો, કમરથી પટકા છોડો રે–પોઢો.
હાંરે પ્રભુ ધનુષ ભાથાં તો મેલો, તમે મુખપર ઓઢો શેલો રે–પોઢો.
હાંરે સીતા સતવંતી રે નારી, એને સુંદર સેજ સમારી રે–પોઢો.
હાંરે લછમનજીને આજ્ઞા કીજે, પછી પાય પલંગપર દીજે રે–પોઢો.
હાંરે કહે કૃષ્ણુરામ કર જોડી, પ્રભુજીની અખંડ રહો જોડી રે–પોઢો.

---

### ૧૩૧ રાગ કાફી

એતો નથી અળગો રે, ઘનશ્યામ છે ઘટમાં;
શ્રી ભગવત ભાખે રે, વળી શાસ્ત્રો ખટમાં–ટેક.

સ્થુળ સૂક્ષ્મ કારણ મહાકારણ, ત્યાં લગી ગુણનો થાપ,
અંતર્યામી મ્હાલે એકલડો, કરી ક્ષણમાં વ્યાપ;
જાગશે તો જડશે રે, માધવ છે મઠમાં —એતો.
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, અનુભવનું ઘર જોય;
સઘળે સુત્રમાં પરમાત્મા રે, જીવપણાને ખોય;
રહ્યો બ્રહ્મ વ્યાપી રે, જેમ તંતુ પટમાં —એતો.
અંધારૂં અજ્ઞાન તણુ જે, અર્ક ઉદય થયે જાય,
પ્રતિબિંબ બિંબમાં જઇ ભળે તેમ, શિવમાં જીવ સમાય;
સંત શૂરાની રે, જે આવે એ ઝટમાં —એતો.
તત્વ વિચારજ કહેતાં દરશે, ત્રિકમજી તન માંહ્ય,
કહે આદિતરામ વસ્તુ વિચારો, કલ્પિત જાણો કાય;
મથે જેમ પ્રકટે રે, અગ્નિ લાકડમાં —એતો.

## ૧૩૨ રાગ ધોળ

મ્હાજન મળજો રે, મળતાંનો મેળો;
આ દર્શન છે દુર્લભરે, ચિત્તે ચિત્ત ભેળો. ૧.
હેતે ને પ્રીતે લેજો રે, સત્સંગનાં મોતી;
ધ્રુવ પ્રહલાદે લીધાં રે, અંતરમાં ગોતી ૨.
આજ ને કાલ કરતાં રે, કાય તો પડશે;
આજ કાંઈ નથી કરતા રે, તેનું આઘું શું રડશે ૩.
પાણીના પરપોટા રે, પાયા છે ખોટા;
જે ફુલ્યા તે ડુલ્યા રે, નાના ને મ્હોટા ૪.

ચૌદ ભુવનનો રાજા રે, મુનિ જનને મોંઘો;
તે તો આવ્યો ઘરે ચાલી રે, સફરો ને સોંઘો. ૫.
તે માટે તમે જાગો રે, જાગ્યાનો દહાડે;
હરિજનીયાં હુલરાવો રે, લટકાળો લાલો. ૬.
ભાવે ભક્તિ કરજો રે, સુખે મંગળ ગાતાં;
કહે મીઠો શું થાશે રે, જોબનીયું જાતાં. ૭.

## ચુંદડી

સુંદરવરની ચુંદડી, માંહી છે આતમરામનો આંક,
ઓધારણ ચુંદડી—એ ટેક.

તપ તીરથ મેં બહુ કર્યાં ને વ્રત કર્યાં રે અપાર;
ભગવત ભવાની બહુ ભજ્યા રે, મારે હરિવર વરવાની આશ
—ઓધારણ.

બ્રહ્માએ વણ વાવીઆં ને વીણે ચારે વેદ;
સનકાદિકે સુતર કાંતીયાં રે, તેનો કોઇ ન જાણે ભેદ
—ઓધારણ.

ત્રિગુણ તાણ્યો તાંતણો ને, માંહી પ્રેમનો રસપાણ;
તુરત સુતર નળી ચાલી રે, એના વણનારા સંત સુજાણ
—ઓધારણ.

ચારે મુકટના ખુંટા રચ્યાને, માંહી તાણાના રંગ પાંચ;
ચોવીશું શાળે ચડીયું રે, માંહી છે વિવેક વિચારનું રાચ
—ઓધારણ.

વિદુર-વ્યાસે રંગી ચુંદડીને, શુકદેવે પાડી ભાત;
બહુ બુદ્ધએ બુટ્ટા જડ્યા રે એની જુજવી જુજવી જાત
—ઓધારણ.

ગુરૂએ ઓઢાડી મને ઘાટડી ને, ઉપર સુંદર શ્રીફળ ચાર;
શ્રીગુણ સાથે સગાઇ કરી રે, મારાં પુણ્ય તણો નહીં પાર
—ઓધારણ.

વિવેકે વિવાહ રચ્યા ને, માંહી વૈરાગનાં રે લગન;
પ્રભુજી પધારીયા રે, મારૂં મોહે ભરાણુ છે મન
—ઓધારણ.

મન કર્મ વચને માયરૂં ને, મેં મેલી લોકડીઆંની લાજ;
હથેવાળો હરિશું ગ્રહ્યો રે, મંડપ મધ્યે મહારાજ
—ઓધારણ.

ચારે તે જુગની ચોરી રચી રે, માંહી મન છે ખેતરપાળ;
બ્રમ હુતાશન પ્રકટીયો રે, માંહી વાણી તણી વરમાળ
—ઓધારણ.

કર્મકાષ્ટનો હવન કીધો ને, મંગળ વરત્યાં ચાર;
પિતાજીએ દાન બહુ દીધાં રે, અમે કોડે જમ્યાં રે કંસાર
—ઓધારણ.

રાતો રંગ રે'ણી તણોને, એનો પૂરણ લાગ્યો પાસ;
અનંત જુગે રંગે નહીં ઉવટે રે, વાણી ગાય છે સંત મૂળદાસ
—ઓધારણ.

અખંડ હેવાતન વર હું વરી ને, પરણીને રાખ્યા પાસ
જે જન ગાય ચુંદડી રે, એનો વૈકુંઠ હોજો વાસ
—ઓધારણ.

# ચોથા વિભાગ



## પદ ૧

મુરખા માની રહે મારૂં રે, તેમાં નથી કાંઇએ તારૂં—ટેક.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં,
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિક વાળું રે–મુરખા.
દુઃખને તો દેખે નહિ ને સુખ લાગે સારૂં;
વેળા વેળાની છાંયડી તારી, વળી જાશે વારૂ રે–મુરખા.
હરિભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો હૃદયમાં, પ્રભુનું નામ પ્યારૂં રે–મુરખા.

## પદ ૨

દુનિઆ દીવાની કહેવાશે રે, ભુંડી ભીંતોમાં ભટકાશે—ટેક.
પાપ જ્યારે એનું પ્રગટ થાશે, ત્યારે ભુવા જતિ ઘેર જાશે;
ધુણી ધુણી એની ડોકજ દુઃખશે, લેનારો લઇ ખાશે રે–દુનિઆ
સ્વર્ગમાં નથી સુપડું ને, નથી ખાંડણીઓ નથી ઘંટી;
દુધ ચોકખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટી રે–દુનિઆ.
ઢોંગ કરી ધુતવા આવે ત્યારે, હાથ બતાવા સૌ જાશે;
કયારે આના કરમનું પાનું જ ફરશે, કયારે પુત્રજ થાશે રે–દુનિઆ.
કીમીઆગર કોઇ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કે' ભ્રમણામાં ભમતાં, ગાંઠની મુડી ગુમાશે રે–દુનિઆ.

## પદ ૩

જોઇ લ્યો જગતના બાવા રે, ધર્યો ભેખ ધુતીને ખાવા-ટેક.
જ્યાં પ્રેમદા પાણી ભરે ત્યાં, જાય નિત્ય નિત્ય નહાવા;
રાંડી છાંડીને ઘેર નર ન હોય ત્યારે, બાવો બેસે ગાવા રે-જોઇ.
લોકનાં છોકરાંને તેડી રમાડે, પરાણે પ્રીત થાવા;
ગૃહસ્થની સ્ત્રી રીસાય ત્યારે, જાય બાવોજી મનાવા રે-જોઇ.
ધુપ કરીને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે ભાવે સેવો, એને જમપુરીમાં જાવારે-જોઇ.

---

## પદ ૪

ભરમાવા દુનિયા ભોળી રે,
બાવો ચાલ્યા ભભુતિ ચોળી-ટેક
દોરા ધાગા ને વળી ચીઠી કરે ને,
આપે ગુણકારી ગોળી;
જીવને હણતાં દયા ન જાણે,
જેવા ભીલ કાફર કોળી રે-ભરમાવા.
નિત્ય નિત્ય દરશને નિયમ ધરી,
આવે ત્રિયાની ટોળી
માઇ માઇ કહી બાવો બોલાવે ને
હેયે કામનાની હોળી રે-ભરમાવા.
સઘળા શિષ્યને ભેળા કરીને,
ખાય ખીર ખાંડ ને પોળી;

ભોજો ભગત કહે ભવસાગરમાં,
બાવે માર્યા બોળી રે-ભરમાવા.

---

## પદ ૫

મુરખા જન્મ ગયો તારો રે,
બાંધ્યો તેં પાપ તણો ભારો-ટેક.
નામ સાંભળતાં નિદ્રા આવે, હરિરસ લાગે ખારો;
અમૃત રસને અળગો કરીને,
કર્યા વિષના વેપારો રે-મુરખા.
મોહાંધ થઇને માયા ખરચે, તેમ સગાં કહે સારો;
સાધુ દેખીને મોઢું સંતાડે,
એ તો ધુવે છે ગારો રે-મુરખા.
હમણા તારો હુકમ ચાલે છે, દે સહુને ગાળો;
ધર્મદુત જ્યારે ધકા દેશે ત્યારે,
નથી ઉગરવાનો આરો રે-મુરખા
તલ તલનો હીશાબ લેશે, મોકમ દેશે મારો;
ભોજો ભગત કહે હરિ ભજ્યા વિના,
કોઇ ના રાખન હારો રે-મુરખા.

---

## પદ ૬

મુરખો કાલની વાતું કરે રે, માથે કાળનું ચક્કર ફરે–ટેક.
કહેવુ કોઇને નહીં કરું એવું, નિજ નિત કરતો ફરે;
વિષય વિકારમાં ફરે વલખતો, પારકા ઘરમાં ગરે રે–મુરખો.
સ્વારથમાં જીવ ચાલે ચોધારો, અસત્ય ઘણું ઓચરે;
છળ છેતરી દગાબાજી કરી, પરનાં ગલાં કરે રે–મુરખો.
ધર્મનો મારગ ઢુકડો ન આવે, પાપનાં પગલાં ભરે;
સુમની માયા સંઘરી રે'શે, કાં વેશ્યામાં વાવરે રે–મુરખો.
તેથી ચોરાસી સાહી કરી, જીવ અલ્પ થઈ અવતરે;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના, ભુંડે હાલે મરે રે–મુરખો.

## પદ ૭

જગતમાં શું રહ્યા મ્હાલી રે, ભરાણી પાપ તણી પ્યાલી–ટેક.
ભામિની મળી જાણે ભગવાન મળ્યા, એવી અંતરમાં વા'લી;
કામની તારે કામ ન આવે, સુખ જાશે ચાલી રે–જગત.
અલખ ધણીની ઓળખાણ પાડ, એ જાય ના ખાલી;
ભરમે થાકી જીવ ગયો, એને જમડા જાશે ઝાલી રે–જગત.
પેટ ચોળીને શૂળ ઉપજાવ્યું: ને જીવની ઘાત ઘાલી;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના, ઠકરાઈ છે ઠાલી રે–જગત.

## પદ. ૮

જીવને શ્વાસ તણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ—ટેક.
બાપ કહે છે બેટો અમારો, માતા મંગળ ગાઇ;
બેની કહે છે બંધવ અમારો, ભીડ પડે ત્યાં ભાઇ રે—જીવ.
લીંપ્યું ગુંપ્યું આંગણું ને, કાઢયાની વેળા થઇ;
અડશો મા તમે અભડાશો, એમ લોક કરે ચતુરાઇ રે—જીવ.
ઘરની નારી ઘડી ન મૂકે, અંતે અળગી થઇ;
ભોજો ભગત કહે કંથ વળાવી, તરત બીજાને ગઇ રે—જીવ.

## પદ. ૯

મુરખની દાઢડી થઇ ધોળી રે, હૃદયમાં નવ જોયું ખોળી-ટેક.
ખડ વાઢીને ભેગું કર્યું પણ, હાથ ના રહી કોડી;
વેંચ્યા ટાણે તે વેંચ્યુ નહિ, પછી પીઠ પડી મોળી રે-મુરખ.
બગલો થઇને આરે બેઠો, ચાંચ કરી પહોળી;
આરેથી કાંઇ આહાર ન મળ્યો, દરીઓ દીધો ડોળી રે-મુરખ.
વારતાં વારતાં વારે ચડતો, માલ લાવતો ધોળી;
ભોજો ભગત કે' ત્રણ ચાર લાગશે, તીર તરવાને ગોળીરે-મુરખ.

---

## પદ. ૧૦

ભક્તિ શુરવીરની સાચી રે, લીધા પછી ના મેલે પાછી-ટેક.
મન તણો જેણે મોરચો કરીને, વઢીયા વિસવાશી;
કામ ક્રોધ મદ લોભ તણે ગળે, જેણે દીધી ફાંસી રે-ભક્તિ.

શબ્દના ગોળા છુટવા લાગ્યા, મામલો ઘટમાંથી;
કાયર હતા તે કંપવા લાગ્યા, નિશ્ચે ગયા નાશી રે-ભકિત
સાચા હતા તે સન્મુખ ચડયા ને, હારશું રહ્યા રાચી;
પાંચ પચીશથી પરા થયા, એક બ્રહ્મ રહ્યા ભાશી રે-ભક્તિ.
કર્મનાં પાંસળાં કાપી નાંખ્યાં, ઓળખ્યા અવિનાશી;
અષ્ટ સિદ્ધિને ઇચ્છે નહિ, તેની મૂક્તિ થઇ દાશી રે-ભક્તિ.
તન મન ધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહોનિશ ઉદાશી;
ભોજો ભગત કહે ભડ થયા એ તો, વૈકુંઠના વાસી રે-ભક્તિ.

## પદ ૧૧

આતો છે પંખીડાંનો મેળો રે, ભવો ભવ નહિ રહે ભેળો-ટેક.
સરવે વાતે સંપ કરી ને, કુસંપ પરો મેલે;
હરિ ભજ્યામાં હાંસલ છે, એ વિચાર પહેલો રે-આતો.
નર તમે થયા નિર્ભય હવે ને, મદમાં શું ડોલો;
હરિ ભજન વિણ હાણ ઘણી છે, ડહાપણ શું ડોળો રે-આતો.
જન્મ ધરી જેણે હરિ ભજ્યા નહિ, આખર ઓ ભેળો;
ભોજો ભગત કહે ઉવટી જાશે, પતંગ રંગ પીળો રે-આતો.

## પદ. ૧૨

જીવ તું વેળા વરતી લે, માથે મરણ તણો છે ભે—ટેક.
મોટા મોટા નૃપ ચાલ્યા ગયા, ત્યાં તારૂં જોર શું છે;
રિદ્ધિ સિદ્ધિ પડી રહી તેની, મનમાં વિચારી લે—જીવ.

પરસ્ત્રીનું ગમન કરવામાં, સ્વાદ લાગ્યો તું ને;
આગળ તારૂં શું રે થાશે, એનો મનમાં નથી ભે—જીવ.
પરનિંદા કરવામાં પૂરો, હરિરસ લાગે ખારો;
ભોજો ભગત કહે રામ ભજન વીણ, મોચડાંનો મારો—જીવ.

## પદ ૧૩

ધરામાં ધર્મગુરૂ એવા રે, કપટથી રચે ફંદ કેવા–ટેક.
શ્રુતિ તણો સિદ્ધાન્ત ન ભાખે, વિષય કથા વાંચે;
જાર ભાવમાં મગ્ન થઇને, પાપ કર્મ સાંચે રે-ધરામાં
મહારાજોમાં મૂખ્ય મનાવા, ઢોંગ કરે મોટા;
મંત્ર જંત્ર મોહન વિદ્યાના, ખેલ કરે ખોટા રે-ધરામાં
કંઠી બાંધી કુકર્મ તજવા, એવું ના ભાખે;
પશુ સમા માનવને ધુતી, ફટ ફાંદે નાખે રે-ધરામાં
સેવકને શિક્ષાની નીતિ, કે'દિ નથી કહેતા;
નિંદાખોરા કરી નકામા, મૂકે છે વહેતા રે-ધરામાં.
સધન સેવકી સારી જોઇને, કર્મ કરે છાનું;
કહે છોટમ એવા ગુરૂઓથી, કાજ સરે શાનું રે-ધરામાં.

## પદ ૧૪

ખલકમાં મોટા ગુરૂ થઇ ફરે, અવિદ્યા સેવકની કયમ હરે–ટેક
વેદ વિરૂદ્ધ વચનો બોલે, દોષ થકી નવ ડરે;
કલ્પિત કર્મ કરાવે સૌને, અવગુણ અદકાં ભરે-ખલક.

તન મન ધન સેવકનાં હરવા, કપટ નિરંતર કરે;
ઉપનિષદ્નો અર્થ ન જાણે, મત તાણીને મરે-ખલક.
ચોરી જારી જુઠ અનીતિ, અધર્મ કર્મ આચરે;
પરમારથનો પંથ તજે તે, ભવજળમાં કયમ તરે-ખલક.
કર્તા પ્રભુને કોય ન માને, ધ્યાન પ્રેતનું ધરે;
કહે છોટમ એવા ગુરૂ ભજતાં અર્થ કશો ના સરે-ખલક.

---

## પદ ૧૫

કહ્યા છે ગુરૂ કરવા કેવા રે, તરે ને તારે જે તેવા-ટેક.
તુચ્છ કર્મનો ત્યાગ કરાવે, તેમાં નહિ કાચું;
મનોવિકાર મટાડે શિષ્યનો, તત્ત્વ કહી સાચું રે-કહ્યા.
પરિબ્રહ્મનો પંથ બતાવે, મહા દુર્ગુણ ટાળે;
સાચો બોધ શિષ્યને આપી, પ્રભુ સન્મુખ વાળે રે-કહ્યા.
સત્ય દયાને શિલ નીરંતર; પ્રેમ થકી પાળે;
જમપુરીમાં જનારા જનને, તે પાછા વાળે રે-કહ્યા.
વેદશાસ્ત્રનું જ્ઞાન શિષ્યને, કહે ઘણું સારૂં;
કહે છોટમ એવા ગુરૂ કરતાં, કામ સરે સારૂં રે-કહ્યા.

---

## પદ ૧૬

જીવ તું શુદ્ધ વિચાર લે કરી, આવો અવસર ના'વે ફરી;
દેવને દુર્લભ દેહ ધરીને, ફોકટ જાવું મરી રે-જીવ.

વાતો કરીને વખત જ ખોયો, ને સંતની નિંદા કરી;
શુદ્ધ વિચાર તો સુઝયો નહિ, પછી લક્ષ ચોરાશી ભરીરે-જીવ.
માયાના મદમાં માતો ફરે છે, ઘડી ન સમર્યા હરિ;
મારૂં મારૂં કરી જન્મ વગોવ્યો, સતસંગત નવ કરીરે-જીવ.
નર અધિકારને પામી કરીને ભાવે ભજીલે હરિ;
હરિગુરૂ સંતને સેવી કરીને, કારજ લેને કરી-જીવ.
પૂર્વ પુન્ય કરી માનખો પામ્યો, વૃથા નાખ્યો તેં હરી;
દાસ ગરીબના સ્વામીને ભજતાં, કારજ જાશે સરીરે-જીવ.

---

## પદ ૧૭

જો તું રામ રસાયન ખાય, અવિદ્યા રોગ સમૂળો જાય-ટેક.
રામ રસાયન રામબાણ છે, પણ જો પથ્ય પળાય;
જન્મ મરણને જડથી કાઢે, જોખમ નહિ જરાય-જો તું
કામ ક્રોધ મદ લોભ મોહ એ, ખટાઇને નવ ખાય;
લોકવાસના લુણ તજી દે, તો સુખ અનુભવ થાય-જો તું.
મમતા રૂપી મરચું મૂકી, તૃષ્ણા તેલ તજાય;
ચાર પથ્ય જો એ પળે તો, સન્નિપાત નવ થાય-જો તું.
મીઠું મરચું તેલ ખટાઇ, ભૂલે પણ જો ખાય;
દાસ ગરીબ કહે ઓસડ ખાતાં, ઉલ્ટો અવગુણ થાય-જો તું.

---

## પદ ૧૮

ભજન કેમ કરતો નથી પાજી, સીતારામ કેમ થાશે રાજી–ટેક
મહા દુઃખ ભોગવી માયા મેળવી, ઉંધો બેઠો દાટી;
ખાધું નહિ ખવરાવ્યું નહિ, પછે જાતાં કુટે છાતી–ભજન.
વિષય ભોગવતાં વંશ વાધ્યો ને, તુને ત્રુઠયાં માજી;
મમતાની ઘાણીએ ફેરા ફરે, પછી તૃષ્ણા થઈ તાજી–ભજન.
સોનું પહેરીને શોભા દેખાડે, માળાથી મરે લાજી;
ભક્તિ વિના ભુંડા હાલ તમારા, કહી ગયા પંડિત કાજી–ભજન.
માથાને ટીપણે લાહ્ય લાગી, તેને શું બેઠો ચાટી;
કહે પ્રીતમ ભાઈ હરિ ભજ્યા વિણ, અંતે સો માટી–ભજન.

---

## પદ ૧૯

જગતની બાજી છે જૂઠી રે, ભરાણી શંખલાંની મૂઠી;
કામ સાધ્યો ને પરિવાર વાધ્યો, ગોત્રજમાં તૂઠી રે–ટેક.
કેને લાખો ને કેને કરોડો, સમૃદ્ધ થઇ મોટી;
અરબ ખરબનાં લેખાં કરતા, ચાલ્યા તે ઉઠી રે–જગત.
મન જાણે હું માયા પામ્યો, ઘરે નાણાની કોઠી;
કાયા પડતાં કામ ન આવે, કેમ હૈયાની ફુટી રે–જગત.
તૃષ્ણાની દોરીએ તાણીને બાંધ્યો, નવ શકતો છુટી;
મથે વારિ એમાં શું ફળ પામે. મરે માથું ફૂટી રે–જગત.
કામ બાણેથી વિશ્વ બંધાણું, લાલચ જાય લૂંટી;
વિષયના વહેવાર સાંચવતાં, અંતર લાહ્ય ઉઠી રે–જગત.

કાયા માયા જેણે મિથ્યા જાણી, તે રે ગયા છૂટી;
દાસ રતનો કહે આવાગમનની, આશાતો તૂટીરે —જગત.

---

## પદ ૨૦

મસાણમાં મોટો છે ભડકો રે, અજ્ઞાનીને લાગે મન ફડકો;
પૂછીને પારખું કોણે ન કીધું, કેનો હતો લડકો રે —ટેક
સઘળું કેને કામ ન આવે, ખજાના શીદ ખડકો;
બાદલ છાયા ન હોય નિર્ભય, તુરત થશે તડકો રે —મસાણ.
રજનીમાં તું રાજી થયો, દેખી ઝગમગતો ઝડકો;
હીરો જાણીને હાથ નાંખ્યો, પણ તંબોલનો બડકો રે —મસાણ.
હર્ષે લીધો હાથમાં, જાણે માયાનો મણકો;
ખરાબ થયો તે ખબર પડી, પછી અંતરમાં કણક્યો રે —મસાણ.
આદિ અંતે એવી માયા, શીદ કરો છણકો;
રસ વિના રૂપાળો દીસે, જયું ટેટો વડકો રે—મસાણ.
જન્મ મરણનો ભય ભોગવતાં, જેમ હરણ ફડકો,
આંખુ ખુલો તો છો અવિનાશી, અજ્ઞાને અડકોરે—મસાણ.
કોણ જન્મે ને કોણ મરે, મૂળ વિચાર ધરકો;
દાસ રતનો કે' અખંડ આતમા, વણ સમજ્યાં હડકોરે—મસાણ.

---

## પદ ૨૧

જગતમાં ભુલો કાં ભરમે રે, કુબુદ્ધિ આવી છે કરમે,
પરમારથ તો પ્રીછયો નહીં, પછી સમજ્યો ના મરમે રે–ટેક
સગાં જમાડવા સમર્થ છે, તે લાજે ને શરમે;
અભ્યાગત તો ના'વે અંતરમાં, ના સમજ્યો ધરમે રે–જગ.
ભવસાગરનો ભય બહુ લાગ્યો, તે રહ્યા તડમેં,
જીવ બુદ્ધિએ જાણ્યું નહિ, પછી બુડી મૃગજળમેં રે–જગ.
ભેદ વિના ઘર ભૂલો મૂરખ, ના લાધે નરને;
તારા ઘરમાં તું બેઠો છો, જો પાછો ફરને રે–જગ.
અજ્ઞાને આથડતો હીંડે, વસ્તુ છે ઘરમે;
અંધારૂં આંખોને પીડે, ન સૂઝે ચસમે રે–જગ.
હેવ ચક્ષુ દીધાં સતગુરૂ, જોયું જળ સ્થળમેં;
જેમ હતું તેમ ભાસ્યું રતના, પીડા ગટી પલમેં રે–જગ.

---

# તંબુરીઆં (આરાધી)ભજન વિભાગ.



## ભજન ૧

રણુ જણુ રણુ જણુ ચલો મેરે દાતા;
દયા ભાવે મન ભોળાજી —ટેક
શુદ્ધ બુધ નારી તારાં ચમર ઢોળે, હે દાતા,
મે'રૂં કરોને મોરારી રે —હે ગુણુ.
રીઝયા ગુરૂ દેવ સુંઢાળા,
ખોલ્યાં માશ રૂદીયાનાં તાળાં;
પારવતીનો પુત્ર તો કહીએ દાતા,
પિતા શંકર દેવા રે, રીઝયા ગુરૂ —હે ગુણુ.
ધૃત સિંદુરના ચડે રંગ ચોળા,
કંઠે પુલડાંની માળાજી, રીઝયા ગુરૂ;
કાનમેં કુંડળ ઝળકત આવે હે દાતા,
દર્શન દીચોને દેદારા, રીઝયા ગુરૂ —હે ગુણુ.
સંત સાધકો રાજાજી બનાય દે,
જામેં બેઠા હે ગુરૂ મેરાજી;
કાયા બેડી પ્રભુ પાર ઉતારો, હે દાતા,
સુન સખર ગઢ ઘેર્યો રે, રીઝયા ગુરૂ —હે ગુણુ.
રેવાદાસ કેરી સેવા બનાય લે,
હરદામાં હુવાં અંજવાળાંજી;

ભાવદાસના બોલા રામદાસ,
પ્રકટ કરોને પોકાર, રીઝયા ગુરૂ —હે ગુણુ.

## ભજન ૨

વચને વિચારી રે સંતો તમો ચાલજો રે;
હાંરે ભાઈ એ છે મોટાનો મર્મ રે—ટેક.
ભાવે ને અમૃત માંહે વિખ લઇ ઘોળીએ રે;
હાંરે એનું કોટિક બેસે કર્મ રે;
જીવો સેવો સ્વામને સ્વામને સેવો રે,
નકલંગી નામને જી રે સેવો સ્વામને—જી રે.
ગળી રે સાકર રે લઇને નાખે દૂધમાં રે,
એ રે લઇને પનગને પાય રે;
વશીઅલની દાઢે રે, વીષ ઘણું ઉપજે રે,
હાં રે ભાઈ પંડે પડે કાં જીવડો જાય રે—જી રે.
ગંગાનાં જળ વહે અતિ નિર્મળાં રે,
હાં રે એને પીધે પ્રાયશ્ચિત થાય રે;
ગળીને બળી રે જવ કેરા જોગમાં રે,
હાં રે એતો દાંભિક જળ કહેવાય રે—જી રે.
મહીને મથે નવે નિધ ઉપજે રે,
હાં રે પાણી મથ્યે શું થાય રે;
લુણને મથ્યું રે મહી કેરાં માટમાં રે,
હાં રે એતો ગરથ સમૂળગો જાય રે—જી રે.

આણુ ને કણું પડયું રે જેની આંખમાં રે,
હાં રે એને જોયા તણુ સુખ જાય રે;
વૃદ્ધને આંજણુરે ગુરૂએ આંજયું આંખમાં રે;
હાં રે એનાં નેતર નિર્મળ થાય રે—જી રે.
રતનની જતનરે સંતો તમે રાખજો રે,
હાં રે જેમ મા'જન સંઘરે માલ રે;
ખાઓ રે ખરચો ને વિગતે વાવરો રે;
હાં રે ભાઈ ડાયો થઈને હલાલ રે—જી રે.
સર્વે રે અમૃત રે પીધું બેસી સાથમાં રે,
હાં રે છલ કરીને સનમુખ રે;
અંતઃકરણ રે જેનાં નહીં ઉજલાં રે,
હાં રે ભાઈ દીધું દેવતાને દુઃખ રે—જી રે.
પાતર ને કપાતર રે એ છે પટાંતરો રે;
હાં રે ભાઈ તેથી પામીએ ત્રાસ રે,
કલંક નથી રે નકલંકી નામને રે,
હાં રે ભાઈ મારાજ કહે મૂળદાસ રે—જી રે.

---

## ભજન ૩

સુણો દેવલદે નાર, આપણા ગુરૂએરે સત્ય ભાખીઆં;
જુઠાં નહીં રે લગાર, લખ્યા ને ભાખ્યા રે,
સોય દિન આવશે-ટેક.

પેલા પેલા પવન ફરૂકશે, નદીએ નહિ હોય નીર;
ઉતર દિશાથી સાયબો આવશે, સાથે હનમો વીર–દેવાયત.
ધરતી માથે રે હેમર હાલશે, સુનાં નગર મોઝાર;
લક્ષ્મી લુંટાશે લોકો તણી, તેની કાંઇ રાવ ન બુમ–દેવાયત.
એ’રોરે આવ્યો સંતો પાપનો, ધરતી માગે છે ભોગ;
કેટલાક ખડગે સંહારશે, કેટલાક મરશે રોગ–દેવાયત.
ખોટાં પુસ્તક ખોટાં પાનીઆં, ખોટાં કાજીનાં કુરાન;
અસલજાદીરે ચુડો પેરશે, એ આગલનાં એંધાણુ–દેવાયત.
જતિ સતી ને સાબરમતી, ત્યાં હશે શુરાના સંગ્રામ;
કાયમ કાલીંગાને મારશે, નકલંક ધરશે નામ–દેવાયત.
કાંકરીએ તળાવે તંબુ તાણશે, સો સો ગામની સીમ;
રૂડીરે દીશે રળીઆમણી, સાથે અર્જુન ને ભીમ–દેવાયત.
દક્ષિણ દિશાથી સાયબો આવશે, આવે જુગનો જીવન;
કળીયુગ ઉથાપી સતયુગ થાપશે, બોલ્યા દેવાયત પીર–દેવાયત.

---

### ભજન–૪.

હે વીરા પાત્ર પારખ્યા વિના સંગ નવ કીજીએજી;
બોલ્યા અજ્ઞાની ઉપાધિ કરશે. —ટેક.
હે વીરા હેમનો કરેલો એક ઉંદર હતો જી;
તેને હંસે પાંખમાં લીધો;
સસીઅર થયો ત્યારે પાંખું સંધારી,
પાંખું પાડીને અળગો થયો, —હે વીરા.

હે વીરા સજીવન મંત્ર એક વિપ્ર ભણ્યો,
તેણે મુવેલો વાઘ જીવાડયો;
હે વીરા વાઘે ઓઢયા વિપ્રને માર્યો,
પડકારી પેલી થાપે. —હે વીરા.
હે વીરા દૂધ સાકર લઇને વશીઅલને સેંચ્યો;
તન મનથી વીખ નવ છાંડયો;
હે વીરા અજ્ઞાની જીવને જ્ઞાન નવ આવેજી,
ભલે વાંચીને વેદ સંભળાવે. હે વીરા.
હે વીરા ભવના ભૂલ્યા નર હીંડે ભટકતાજી,
એના લેખ લખ્યા છે અવળા;
દેવલ ચરણે દેવાયત પંડિત બોલ્યાજી,
એ તો સમજ્યા તે નર સવલા. હે વીરા.

---

ભજન ૫

તમે વિશ્વાસી નરને કાં વેડયાં માણારાજ રે;
નર રે નુગરાથી નેડો નવ કરીએ રે જી.—ટેક.
હંસલો ને બગલો બેઉ એક રંગાજી;
બેઠા સરોવરની પાળે માણારાજ રે—નર રે.
હંસાને ચારો સાચાં મોતીનો જીરે;
બગલો ડોળે કાદવ ગાળો માણારાજ રે—નર રે.
આજ મારા ધણીનો પાટ મંડાણો જી;
ઝળહળતી જોત્યું દરશાણી માણારાજ રે—નર રે.

ગુરૂ પ્રતાપે સતી તોરલ બોલ્યાં જી;
મારા સંત અમરાપર મ્હાલે માણારાજ રે–નર રે.

---

### ભજન ૬

જાડેજા રે તાર તંબુરો સતિનાં હાથમાં રે જી,
સતિ કરે છે અલખનો આરાધ, જે દિ' બોલ્યાં'તાં મેવાડમાં;
તે દિ'ના બોલ સંભાળ, જાડેજા રે,
વચન સંભારી વે'લા જાગજો રે. —ટેક.
જાડેજા રે મેવાડથી રૂપો માલો આવીઆ રે જી,
તેદુંના બોલોને કાજ, ત્રણ દિવસ ને ત્રણ ઘડી.
શુરા હોય તો જાગ. —જાડેજારે
જાડેજા રે કાલી કે'વાશે કાઠીરાણી,
સુવા પછી નરને બોલ્યાંના હોય નીમ;
જાડેજા રે ધુપ ધજાને શ્રીફળ તો ચડે,
આ તો છે ખરાખરીનો ખેલ. —જાડેજા રે.
જાડેજારે આળસ મરડી જેસલ ઉઠીઆરે જી,
ભાંગી ભાચુંની બ્રાંત;
જાડેજારે પેલા મળ્યા રૂપા માલદેને,
પછી મળ્યા તોરલ દે નાર. —જાડેજારે.
જાડેજારે માલો પારખ ને રૂપા પેઢીયેરેજી,
વોરે હીરા હીરા ને લાલ;

વચન ચુકયા તો જાશો ચોરાશીમાં,
રે'જો તમે વચનની લાર;
જેમ વચન સંભાળી વે'લા જાગીઆરેજી, —વચન.
જાડેજારે લીધાં લગન ને કીધાં છાંટણું રે જી,
લાગી વિવાં'ની ખાંત, કન્યાએ કેશરીઆં પે'રીઆં;
ને મોડ-મીંઢોળ જાડેજાને હાથ. —વચન.
જાડેજારે જેસલને ઘરે તોળીરાણી બોલીઆં રે જી,
નવી સમાધું ખોદાય, સહુ વળ.ી પાછા વળ્યાં;
એક ન વળ્યાં તોળલ દે નાર,
વચન સંભારી વેલા જાગીઆ રે જી.

---

## ભજન ૭

કાઠીરાણી તારો સાયબો બતાવ,
તોળીરાણી તારો સાયબો બતાવ;
આદ્ય ભવાની અરજ કરૂંરે જાડેજારે —ટેક.
વશ્યો થુલાને વાસ, જાડેજા (૨);
અણુભવ આડાં આવીઆં, જાડેજારે એમ તોળલ કે' છે.
પાપ તારૂં પરકાશ જાડેજા (૨);
તારી બેડલી બુડવા નહિ દઉં —જાડેજા રે.
હરણ હર્યાં લખ ચાર તોળલદે (૨);
વનનારે મરઘા મારીઆ તોળલદે રે એમ જેસલ કે' છે.

લુંટી કુંવારી જાન તોળલ દે (૨);
સાતવીશું મોળબંધ મારીઆ —તોળલદે રે.
વાળીયું ગોંદરેથી ગાય તોળલદે (૨);
બ્હેન ભાણેજા દુભવ્યા —તોળલદે રે
તોડી સરોવર પાળ તોળલદે (૨);
વનના મોરલા મારીઆ —તોળલદે રે
બોલ્યા જેસલ દે રાય તોળલ દે (૨);
મારા સંત અમરાપર મા'લજો —તોળલદે રે

---

ભજન ૮

જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો માર,
સ્વપ્ના જેવો છે સંસાર, તોળી રાણી કરે છે પોકાર;
આવોને જેસલ રાય, આપણુ પ્રેમ થકી મળીએ,
પુરા સાધુ હોય ત્યાં, જઇ ભળીએ રે જી —ટેક
અનુભવી આવ્યો છે અવતાર, માથે સતગુરૂ ધાર;
જાવું ધણીને દુવાર, બેલડી ઉતારે ભવપાર —આવો
ચાંદો સુરજ વશે આકાશ, નવલખ તારા એની પાસ;
પવન પાણીનો પ્રકાશ, સૌલોક કરે એની આશ —આવો.
ગુરૂનાં ગુણુનો નહિ પાર, ભક્તિ ખાંડાંની છે ધાર;
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર —આવો
છીપું સમુદ્રમાં થાય, વાકી ધન્ય રે કમાય;
સ્વાતિના મેહુલા વરસાય, ત્યારે સાચાં મોતી થાય —આવો

મોતી એરણમાં ઓરાય, માથે ઘણ કેરા ઘાય;
ફુટે તે ફટકીયાં કહેવાય, સાચાની ખરે ખબરૂ થાય –આવો
જીવની ગતિ ગુરૂની પાસ, કેવી કસ્તુરીની બાસ;
તોળીરાણી તેજનો અંબાર, સેવકોની લેવા આવે લાજ –આવો
નવલખ કોથળીયું બંધાય, તે તો ગાંધીડો કહેવાય;
હીરા માણેક હાટે વેચાય, તે તો મૂલે મોઘાં થાય –આવો
નદીએ નિત્ય ના'વા જાય, કોયલા ઉજળા ન થાય;
ગણિકાનો બેટો કોને બાપ કે'વા જાય,
માવઠાં મેઘે કણ નવ થાય –આવો
દેખા દેખી કરવાને જાય, એ તો અધુરીઆં કહેવાય;
હાથમાં દીવો લઇ કૂવે પડવા જાય,
ચાર જુગની વાણી તોળીરાણી ગાય –આવો

---

ભજન ૯

નીતનીત ભજવું તારૂં નામ તારૂં નામ મારા શ્યામ રે –ટેક
સુની સેજડીએ મુને નીંદરા ન આવે વા'લા;
કાંઇ ન સુઝે ઘરકામ ઘરકામ રે –નીત નીત
ભાતરે ભાતના ભોજન પીરસ્યાં વા'લા;
જમવા ન આવે ઘેલો શ્યામ ઘેલો શ્યામ રે –નીત નીત
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ વા'લા;
છેલી બાકીના રામ રામ રામ રામ રે –નીત નીત

---

### ભજન ૧૦

જુનું તો થયું રે દેવળ જુનું તો થયું;
મારો હંસલો નાનો ને દેવળ જુનું તો થયું —ટેક
આરે કાયા હંસા ડોલવાને લાગી;
દાંત ગયા ને માંહે ખરીયું થયું —મારો
આરે કાયા હંસા પડવાને લાગી;
ઉડી ગયો હંસલો પિંજર પડી તો રહ્યું —મારો
તેવ તેવડી મળીરે હંસા ગોવાલણી;
તે શું મનડું મારૂં મોહી તો રહ્યું —મારો
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
પ્રેમનો પ્યાલો તમને પાઇ ને પીઉં —મારો

---

### ભજન ૧૧

રામ રતન ધન પાયો, મૈયા મેંતો રામ રતન —ટેક
સત સંગત સદગુરૂકી કૃપાસેં (૨);
મેરો ભાગ્ય બડો બની આયો —મૈયા
ખરચ્યો ન ખૂટે વાકું ચોર ન લૂટે (૨);
વો તો દિન દિન હોત સવાયો —મૈયા
નીર ન ડુબે વાકો અગ્નિ ન ઝાલે (૨);
વો ધરણી ધર્યો ન સમાયો —મૈયા
નામકો નાવ ભજનકી બતીયાં;
તો ભવસાગરસેં તાર્યો. —મૈયાં

બાઇમીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
તો ચરણકમલ ચિત્ત લાયો —મૈયા

---

### ભજન. ૧૨.

વારૂ મારા વીરા રે ન કરીએ સંગ નીચનોરે જી
નીચપણું નીશ્ચે નરકે લઇ જાય. —વારૂ.
આકડીયાનાં દૂધ રે અતિ ઘણા ઉજળાં રે જી;
તે પીધેથી તુરત મૃત્યુ થાય. —વારૂ.
દૂધડીયાં મંગાવો રે ગવરી ગાયનાં રે જી;
સાકર ભેળે સ્વાદ અતિ ઘણો થાય. —વારૂ.
બાવળ કાંટાળો રે અતિ અળખામણો રે જી;
તેને સંગે અંગ ને વસ્ત્ર ઉજરડાય. —વારૂ
આંબલીઆની છાયા રે અતિ રળીઆમણી રે જી
તેને સેવે ફળની પ્રાપ્તિ થાય. —વારૂ.
ગુરૂને પ્રતાપે રે જેઠીરામ બોલીયા રે જી;
દેજો અમને સંત ચરણમાં વાસ. —વારૂ.

---

### ભજન. ૧૩.

ભક્તિ કેરો મારગ રે, ફુલાં કેરી પાંખડી રેજી;
એને સુંઘે તેને તો સ્વાદ. —ભક્તિ.
કરણીના હીરા રે શુરા થઇને ચાલશે રેજી;
અને કાયર ખાશે માર. —ભક્તિ.

ધરણીના ધીંગા રે શુરા નર જે હશે રેજી;
અને મરજીવા ખેલે મેદાન. —ભક્તિ.
સ્વાદને શું ધાયા રે ગોપીચંદ-ભરથરી રેજી.
એને જોને વનનો ઉપજ્યો વૈરાગ. —ભક્તિ.
ગુરૂને પ્રતાપે રે જેઠીરામ બોલીઆ રેજી.
દેજો અમને સંત ચરણમાં વાસ. —ભક્ત.

---

ભજન ૧૪

વે'લા પધારો હરિ સંતોની વા'રે રે;
મારી વાર કરો વિશ્વાધાર રે —ટેક.
રાણી રૂપાંદે જે દિ' પાટે પધાર્યાં રે;
જામૈયો રચ્યો છે અંબારે રે;
સોનાની થાળીએ જે દિ' કુલડાં રચાવ્યાં રે;
કર ગ્રહ્યો કીરતારે રે —વે'લા.
જુનાગઢમાં મ્હેતા નરસી કહેવાણા રે;
ભક્તની હુંડીઉં સ્વીકારી રે;
કુંવરબાઈનું જે દિ' મામેરૂં પુર્યું રે
વા'લો થયા છે વેપારીરે —વે'લા.
રોહીદાસ માથે જે દિ' બ્રાહ્મણ કોપ્યા રે;
ખરચી મંડાવી એને ખાતે રે;
અનુભવી આશરો છે તમારો રે
તારાં મ્હાનાંની પત રાખ રે —વે'લા.

કોલવા ઉપર જે દિ' કરૂણા કીધી રે;
દેવળ ફેરવીને દરશન દીધાં રે;
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે રે,
મંદિર મહિર મોરારી રે —વે'લા

### ભજન ૧૫

જાવું છે મરી રે મન જાવું છે મરી;
લે' લગાડી રામ ભજીલે ! જાવું છે મરી—ટેક.
મેડી મંદિર માળીયાં તારાં જાશે રે પડી;
કાચી કાયાનું સ્થુળ બંધાયું જેવી ધુળમાં ઘડી—રે મન.
સગું કુટુંબ તારૂં લુંટવા લાગે કાનની કડી
કાઢો કાઢો એને સહુકો કહે રાખોમાં ઘડી—રે મન.
ફુલની પેઠે ફુલી રહ્યા છો જાણે ગરથમાં ગળી;
જમડા આવશે જીવ લેવા પછી, ભાંગશે નળી—રે મન.
સાધુની સંગત ગુરૂની સેવા એ વાત છે ખરી;
દાસજીવણ સંતો ભીમકેરે ચરણે, જનમ ભય ટળી—રે મન.

### ભજન ૧૬

ઉછી ઉધારાં તારાં કેટલાંક રે'શે વા'લા;
ખોળીયું લીધું છે માગી ભાડે રે—ટેક.
એવો મોંઘા મુલો મનખો મેલી ને;
જાવું છે એક દહાડે રે. —ઉછી.

સગું રે કુટુંબ તારૂં ઝાંપલા સુધી;
મિત્ર વળાવી આવ્યા ઉજડ પોળે રે —ઉછી.
દેહના ડુંગર તારા ડોલવાને લાગ્યા;
વચને બંધાણા છઇએ કાચે નાડે રે —ઉછી.
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે;
સાધુ વળાવા કોઇ નહિ આવે રે —ઉછી.

---

### ભજન ૧૭

વહાલા રે સંતને જય જય સીતારામ;
હાં રે મારા હાલતી વેળાના રામ રામ;
હાં હાં રે ગુરૂજી મારા કહેજો પ્રણામ—ટેક.
કયાં થકી આવ્યાને કયાં તમે જાશો (૨)
હાં રે તમે કયાં રે કરશો વિશ્રામ—વહાલા.
સતસંગ કરવો ભવસાગર તરવો (૨)
હાં રે કાયા પડીએલ પીંપળપાન—વહાલા.
રૂદીયામાં રાખું અને ઘડીના વિસારૂં (૨)
હાં રે મારે જગના જીવન સાથે કામ—વહાલા.
સતસંગમાં એક હંસ બીરાજે (૨)
હાંરે જીવને હોય રે આગળની ઓળખાણ—વહાલા.
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે રે (૨)
હાં રે આપણે જાવું છે વૈકુંઠ ધામ—વહાલા.

## ભજન ૧૮

અમારાં રે અવગુણ ને, ગુરૂજીનાં ગુણ ઘણા રે જી.
અમારાં રે અવગુણ સામું મત જોય. —ટેક.
ગુરૂજી મારો દીવો રે, ગુરૂજી મારો દેવતા રે જી;
ગુરૂજી મારા પારસમણીને તોલ. —અમારા.
ગુરૂજી મારાં ગંગા રે, ગુરૂજી મારા ગોમતી રે જી;
ગુરૂજી મારા કાશી ને કેદાર. —અમારા.
ગુરૂજી મારા ત્રાપા રે, ગુરૂજી મારા તુંબડા રે જી;
એ તુંબડેથી ઉતરીએ ભવપાર. —અમારાં.
જાલીડાં મેલાવો રે, ગુરૂગમ જ્ઞાનનાં રે જી;
એ જાલીડામાં જરણી રાંઢેલો જામ. —અમારાં.
ગુરૂને પ્રતાપે દાસ જીવણ બોલીયા રે જી;
દેજો અમને સંત ચરણમાં વાસ. —અમારાં.

---

## ભજન ૧૯

મારો બાલપણાનો બેલી રે, મારી કાયાનો સંઘાતી રે;
જેણે પ્રીત જગતમાં કીધી રે —ટેક.
વહાલા મારા પહેલી પ્રીત ધ્રુવજીએ કીધી;
એણે અવિચળ પદવી લીધી રે —જેણે.
વહાલે મારે ભાવે ભાજી વિદુરની ખાધી;
એણે સંગતે ગુણકા સાધી રે —જેણે.

વહાલે મારા જળમાં ગજે બુમ કીધી;
એની તુરત ખબરૂં લીધી રે —જેણે.
વહાલો મારો વૃંદાવનના વાસી;
એમ બોલ્યા જીવણદાસી રે —જેણે.

---

### ભજન ૨૦

સમજ મન તું સોચ ઘેલા;
આવ્યો વાયદો અડેકડે —ટેક.
રામનામની છડીયું ચાલે, સીચાણો અજ્ઞાન ચડે;
પલમાં પ્રાણી પકડી લેશે, જેમ પંખીમાં બાજ પડે–સમજ.
તુંને ધુત્યો ને મુંને ધુત્યો, પરનારી શું પ્રીત કરી;
એ દા'ડા પ્રાણી દિલમાં રાખો, અંતકાળે આડા ફરે–સમજ.
છાની વાતો ચોડે ઘાડે, ધારણ વિનાની નાવે ધડે;
સંતની સેવા જ્ઞાન ગરીબી, જુગટીયાના નહિ જડે-સમજ.
જગજીવનથી ઝગડો લાગ્યો, અનેક ભૂપ ત્યાં ન ભડે;
દાસ જીવણ સંતો ભીમને ચરણે, પ્રતિત હોયતો પાર પડે-સમજ.

---

### ભજન ૨૧

એક દિન એસો પ્રાણી આવશે, મારા હૃદયમાં સાલેજી–ટેક.
મિત્ર મળ્યા બહુ પ્રકારના, જોર કોનું ન ચાલે જી;
કાઢો રે કાઢો એને સૌ કરે, જાણે જન્મ્યોજ નો'તોજી–એક.

ગજેન્દ્ર મોક્ષ.



વહાલે જ્યારે જલમાં ગજે ધુમ કીધી;
એની તુરત ખબર લીધી રે. (પૃષ્ઠ ૧૬૦).

પટતો ઘુંઘટ અળગો કરો, રોકયા હશે દરવાજા જી;
કાળે કાયાનો ગઢ ઘેરીઓ; રોકયો દેહનો રાજાજી–એક.
સોળ રે વરસની સુંદરી, ઉભી ટગમગ જુએ જી;
આરે કાયામાં હવે કાંઇ નથી, દેખી ધ્રુસકે રૂવે જી–એક.
વેઢ વીંટી ને સાંકળા; નાના વિધના વાઘા જી;
કુટુંબ મળ્યું સહુ સામટું, સરવે લૂંટવાને લાગા જી–એક.
સગાં રે સગાં તમો શું કરો, સગાં વળાવી વળશે જી;
સગાં રે વન કેરાં લાકડાં, દેહ સાથે બળશે જી–એક.
કોના છોરૂ ને કોના વાછોરૂ, કોનાં મા ને બાપ જી;
અંતકાળે જાવું જીવને એકલું, સાથે પુન્ય ને પાપ જી–એક.
નહિ રે ત્રાપો નહિ તુંબડો, નહિ કોઇ ઉતરવાનો આરો જી;
કર જોડી અખો એમ બોલીઆ, પ્રભુ પાર ઉતારો જી–એક.

## ભજન. ૨૨.

જુઠડી કાયા રાણી જુઠું ના બોલો;
વઢશે તુંને તારો ઘડનારો. –ટેક.

જુઠી કાયા જુઠી માયા, જુઠા જગ ભરમાયા રે.
અંતકાળે જાવું એકલું, મરમ કોઇએ નવ પાયા રે–જુઠડી.
આરે જગતમાં વે'લા વળશો, આરે ભાવઠમાં ભરાણા;
સગાં કુટુંબની લાલચ લાગી, ત્રીયાને બોલે બંધાણા–જુઠડી.
અહીં પદારથ મોટું પામ્યા, ભજન કરી લે ગુરૂદેવાનાં;
દુધપુત્ર ઘર અંત ધનલક્ષ્મી, એ ફળ તારી સેવાનાં–જુઠડી.

આરે જુગમાં કૈંક નર ગયા, હાથી ઘોડાના ચડનારા;
ઘટ ગંભીર ગુણ ગાવે નથુરામ, અહિં નથી કોઇ રે'નારા—જુઠડી.

### ભજન ૨૩.

તારી કળા નવ જાણી મેરે દાતા;
અકળ કળા ન કળાણી રે જી —ટેક.
પ્રથમ પહેલે પેદા કરીયાં, પવન જળ ને પાણી રે જી;
બહુ નામી તારૂં બીબું બીરાજે, અનમે રમતો આણી—મેરે.
એક ઘોડો એક ઘોબડો ને, એક દેવ બીજો દાણી રે જી;
એકને માથે ચમર બીરાજે, બીજો ભરે ઘર પાણી—મેરે.
રાજ તો રાવણકું દીજે, જરા મરણ નવ જાણી રે જી.
ઘડી પલમાં લંકા પ્રજાળી, કહેવા ન રાખી કાણી—મેરે.
સુરતા રાખે તો શબ્દ સુણાવું, વેદ સુણાવું વાણી રે જી;
દોય કર જોડી લખમણ બોલ્યો, અનુભવે રમતો આણી—મેરે.

### ભજન ૨૪

પ્યાલો મને પાયો રે, ગુરૂએ અતિ પ્રેમ કરી;
પરિબ્રહ્મ ભાસ્યા રે, અદ્વૈત સફળ ફળી —ટેક
સતગુરૂએ શ્રવણ રસ રેડીઓ, ચોંટયો હ્રદયામાંહી
સાંધે સાંધે સંચર્યો, ઉન મુનિ રહ્યો ઠેરાઇ;
સુરતા સુનતાં રે, પાછી ના ઉતરે ફરી—પ્યાલો.

કથણી ને બકણી સરવે છુટી, કેનાં ગાવાં રહ્યાં ગીત;
ખેલણુહારો આપે ખેવાણો, આપે આપ અદ્વૈત;
પારો ગળી પાણી રે, હતું તેમ રહ્યું રે ઠરી—પ્યાલો.
લોભ લાલચ મમતા ને માયા, આવરણ થઇ ગયાં અસ્ત
નવ પંદર અંતર અભ્યાસે, મટી ગઇ પીડા સમસ્ત;
નજરે ન આવે રે, વિના એક દુજા હરિ—પ્યાલો.
દૂધ સાકર ગળી રે ગળામાં, સમજ સમજ મુસ્કાઇ
રવિરામ રસ કહે કુણશું, વસ્તુ વણજી જીભ્યાઇ;
ઘટોઘટ બોલે રે, સ્વાંગતો અનેક ધરી—પ્યાલો.

---

### ભજન ૨૫

પ્રભુ વહાલો પીર પાદશાહ, ધુન ધણી મે ધાર્યો;
ધુન ધણી મેં ધાર્યો, એનો પ્રગટ પરચો ભાળ્યો—પ્રભુ.
આપ ન સુજે પથરા પુજે, આંખલડીએ અંધારૂં;
અંતર્જ્યોતિ અલગ મેલી, દીવડીઆ શું બાળું—પ્રભુ.
ધોળામાં તો ધુળ લગાડી, ખૂબ બતાવ્યો ડારો;
અઢાર વરણ એકજ પ્યાલે, સુરજન નજરે ભાળો—પ્રભુ.
ગંગેવદાસી ચરણ પ્યાસી, નેનમાં નેન મિલાયો;
મે'ર કરીને મંદિર પધાર્યો, હેતે હરિગુણ ગાયો—પ્રભુ.

---

### ભજન ૨૬

રામ ભજો મેરે ભાઇ, જેણે મનુષ્ય દેહ બનાઇ–ટેક.
મોહ ત્યાગો મમતા ત્યાગો, ત્યાગો કુટુંબ પરિવારા;
માન અભિમાન દોનું ત્યાગો, રહોને એકલ ધારા–રામ.
નિર્ભય બખતર કરી પહેરો, બાંધ પાંચ હથીઆરા;
નરસિંહ હોકે ખેલો મેદાનમેં, જીત લીયો સંસારા–રામ.
નિર્મળ જ્યોત અખંડા દરશે, દરશા હીરા એક ધારા;
અમર પદવી જ્યારે સમાના, એસા ખેલ હમારા–રામ.
ગુરૂ શબ્દને જમાડા, તન મન અરપો સારા;
કહે તુરન જબ હુકમ દીયો તો, રીઝે સરજન હારા–રામ.

---

### ભજન ૨૭

રૂઠડા રામને મનાવો, ગરવા ગણેશને મનાવો;
જીયો સાયર જલ ભરીયો રે જી. ટેક.
રાજા કુડા રે જેની પરજા રે કુડી;
કુડા કુડા કળજુગના રે મેહુલા. જીઓ.
નરરે કુડા જેની નારીયું રે કુડી;
કુડા કુડા કળજુગના રે નેડા. જીઓ.
કાળાં ખેતરમાં તમે બીજ મત વાવો રે;
વણુ રે જોતરીયાં ગાડાં વાળો. જીઓ.
ખારા સમુદરમાં મીઠી એક વીરડી રે;
ભવરે સાગરમાં રૂડા વીરલા. જીઓ.

કહે રે પાલણશી તમે નુગરા ન રે'જો રે;
અમીરસ ઘોળી ઘોળી પીજો. જીઓ.

### ભજન ૨૮

કયાં જઇ રે'શો રાતરે, મારા બાલાપણના સાથ;
અસુરાં ચાલીને જીવડા, કયાં જઇ રે'શો રાત–ટેક.
ગાડું ભર્યું ચંદન લાકડે, ચડવાને ઘોડા કાઠ;
ચાર જણા તુંને ઉપાડી ચાલ્યા,
ખોખરી હાંડલીમાં લીધી ખાખ. —અસુરાં.
બેની રૂવે બજારમાં, તારી માતા રૂવે ઘરબાર;
એક વિસામો ઘર કેરે આંગણે,
બીજો વિસામો ઝાંપા બહાર. —અસુરાં.
ત્રીજો વિસામો ગામ કેરે ગોંદરે,
સ્મશાન વિસામો ચોથ;
હોય કર જોડી પીઠોજી બોલીયો,
હરિ વીણુ એક ન ઓથ. —અસુરાં.

### ભજન ૨૯

કર મન ભજનનો વેપાર, ભાઇ,
ભજનનો વેપાર, ધણી તણા નામનો આધાર –ટેક.
પ્રથમ સમરૂં શારદા, ગણપત લાગું પાય;
દેવના ગુરૂ દેવ સમરૂં, મને જ્ઞાન બતાવ–કર.

જેની દિશાએ મારો જીવ નહિ ને માન મળતું જાય;
અમૃત પ્યાલા સભર ભરીઆ, દેખતાં વિષ ખાય-કર.
કાગ વાણી છોડ, માંહેલા હંસ ચાલે ચાલ;
પાંજરાંમાં પંખી બોલે, તેમ રામ શું લહે લ્હાવ-કર.
માંહેલામાં ભાવ રાખો, હેત રાખો ધાર;
નૂગરાથી દૂર રહેવું, જોઇ એનો તાર-કર.
પાંચ સાત નવ બાર ક્રોડ, તેત્રીસ તું અવતાર;
રાવત રણસિંહ બોલીઆ, મારો ગુરૂ બેડલો તાર-કર.

---

## ભજન ૩૦

મળ્યો મનુષ્ય જન્મ અવતાર માંડ કરીને,
તેમાં ભજ્યા નહિ ભગવાન હેત ધરીને;
તેથી ખાશો જમના માર પેટ ભરીને,
માટે રામનામ સંભાર રે જી —ટેક

ગઇ પલ પાછી ફરી ન આવે, મૂરખ મૂઢ ગેમાર;
ભવસાગરની ભૂલવણીમાં,
વીત ગયા યુગ ચાર, ફેરા ફરીને —મળ્યો.

જઠરાગ્નિમાં જુગતે રાખ્યો, નવ માસ નિરધાર;
સ્તુતિ કીધી અલબેલાની,
બહાર થયો અવતાર, માયામાં મોહીને —મળ્યો.

કળયુગ કુડો રંગે રૂડો, કેતાં ન આવે પાર;
જપ તપ તીરથ કછુ ન કરીયા,
એક નામ આધાર, શ્રી કૃષ્ણ કહીને—મળ્યો.
ગુરૂગમ પાયો, મનમેં સ્હાયો, જુગતિ કરી જદુરાય;
ગંગાદાસકું જ્ઞાન બતાયો,
રામદાસ મહારાજ, દયા કરીને—મળ્યો.

## ભજન ૩૧

ઉંડો કુવો રે સંતો જળ વીના, નીર ભરે પનીહારી;
અસત જુઠું નવ બોલીએ, બ્રહ્મા જુઓને વિચારી–ઉંડો.
હેઠે કુંભાર ઉપર ચાકડો, તે મેં ફરતાં દીઠો;
કીડી કેરાં રે નેત્રમાં, હસ્તી જાતો રે દીઠો–ઉંડો.
નદી કેરાં જળ ઉલટમાં, જઇ પરવત પર ચડીઆં;
હરણે પાસો બાંધીઆ, મહીં પારધી પડીઆ–ઉંડો.
હેઠે ભમર ઉપર કમળ છે, માળી છાબમાં દીઠો;
તેનો ફેલે વાયરો, ચૌદ લોકમાં મીઠો–ઉંડો.
હેઠે ગાગર ઉપર પનીહારી, તે મેં ભરતાં રે દીઠી;
ગોરખ બોલ્યા વિનતિ, વાણી છે બહુ મીઠી–ઉંડો.

## ભજન ૩૨

સંતો અમે વહેવારીઆ, શ્રી રામ નામના રે;
વેપારી આવે બધા ગામ ગામના રે–સંતો.

અમારૂં વસાણું સંતો સૌ કો'ને ભાવે (૨);
અઢારે વરણ જેને વ્હોરવાને આવે-સંતો.
લાખ કરોડે લેખાં નહિને, પાર વિનાની પુંજી (૨);
વ્હોરવું હોય તો વ્હોરી લેજો, કસ્તુરી છે સોંઘી-સંતો.
આવરો ને ખાતાવહીમાં લક્ષ્મી વરનું નામ;
ચિઠ્ઠીમાં ચતુર્ભૂજ લખીઆ, નરસિંહાનું કામ-સંતો.

---

## ભજન ૩૩

બંગલા ખૂબ બન્યા મહારાજ, જ્યાંમે નારાયણ બોલે-ટેક.
ઇસ બંગલેમેં દશ દરવાજા, બીચ પવનકા થંભા;
આવત જાવત કોઇ ન દેખે, એહી બડા અચંબા-બંગલા.
ઇસ બંગલેમેં વાજાં વાજે, સાંજ સવેરે ગાજે;
તાલ પખાજ ઔર મૃદંગ બાજે, રાગ છત્રીસે બાજે-બંગલા.
હાડ ચામકા બંગલા બનાયા, બનાયા નાડીકા રસ્તા;
બાજીગરને ખેલ મચાયા, રંગ ચડાયા સસ્તા-બંગલા.
પાંચ પચાસેક પાતર નાચે, મનુવા તાલ બજાવે;
સ્વર્ગ નર્કકા મૃદંગ બાજે, જી ચાહે વાં જાવે-બંગલા.
રોમ રોમકી છોઇ બનાઇ, તીન ગુનકા હૈ ગારા;
કહત નરસૈંયો સુનો ભાઇ મેરા, ચેતન સુનવાવાલા-બંગલા.

---

## ભજન ૩૪

અયસેં પાપી નર હોવેંગે, કલિયુગમેં—ટેક.
પગડી બાંધે પેંચ સંવારે, ઠુમક ઠુમક પાંઉ દેંગે;
ગલીઓંકી બીચ ફીરે બાવરા,
નાર પરાઇ તક્ત ફીરેંગે રે—કલિયુગમેં.
ભૂખે પ્યાસે સાધુ આવે, ચપટી ચુન ન દેંગે;
સાલા સસરા રોજ જમાવે,
ભાઇઓંસે પાપી રોજ લડેંગે રે—કલિયુગમેં.
માત બહેનકો કછુ ન માને, મનમેં ન પાપ ધરેંગે;
જબ રાજાકો દંડ પડેગો,
રોક રૂપૈયા પાપી ગીન ગીન દેંગે રે-કલિયુગમેં.
લાલ થંભ લોહકો ધખવાઇ, ઉનકી સાથ બંધેંગે;
તુલસીદાસ ભજો ભગવાના,
પાપ પુન્ય દો સંગ ચલેંગે રે-કલિયુગમેં

---

## ભજન ૩૫

આંબો મોર્યો કાંઇ સંતગુરૂની દરબાર રે;
સાહેલી આંબો રે—એ ટેક.
આંબો અષ્ટ કમળદળ ઉપનોજી;
જેની શાખું તો ગગન મોઝાર રે—સાહેલી.
આંબો ભમર ગુફામાં રે ફુલીયોજી;
જેનાં ફળ લાગાં શૂન્ય બ્રહ્મમાંહ્ય રે-સાહેલી.

આંબે પાંદે પાંદે રે અમી ઝરે જી;
જેની શોભા કાંઇ વરણી ન જાએ રે-સાહેલી.
આંબો અતિ રે ખારો ને કડવો ઘણોજી;
આંબો કેનેક પેટ સમાએ રે-સાહેલી.
આંબો ચાખણહારા ગુંગા ભયાજી;
આંબો પીવતણા મર જાએ રે-સાહેલી.
કહત કબીરા ધરમદાસને જી;
આંબો સતગુરૂ વેલીએ વરતાએ રે-સાહેલી.

---

## ભજન ૩૬

સુણ ચરખે વાલી, શુણ રેંટ વાલી, તેરા ચરખા બોલે;
રામ નામ ભજ તુંહિ તુંહિ, હર તુંહિ અલખ તુંહિ-ટેક.
એ જલ માંહી થલ કરે ને, થલ માંહિ ઘરવાશ;
એક અચંબો એસો દેખો, બેટી જનમ્યો બાપ રે-સુણ.
બેટી કીએ છે બાપને, તું અજાણ્યો વર લાવ;
અજાણ્યો વર નહિ મળે તો, મેરા તેરા ઘરવાસ-સુણ.
રૂ પીંજાવા હુ ગઇ ને, પીંજ પીંજારા ભાઈ;
પીંજતાં પીંજતાં ઉંઘી ગયો રે; રૂઠડા રામ મનાઇ-સુણ.
ચરખા મેરા રંગ રંગીલા, પુણી લાલ ગુલાબ;
દાસ કબીરે ચરખો મેડયો, ઉલટ સુલટ સબ માંહિ-સુણ.

---

## ભજન ૩૭

પાણીમેં મીન પ્યાસી રે. પાણીમેં મીન પ્યાસી;
દેખત આવે દીલ હાંસી રે, પાણીમેં મીન પ્યાસી–ટેક.
મસીદ ચડકે મુલાં પોકારે, આડી જમ કેરી ફાંસી;
જોગી હોકે જટા વધારે, બન બન ફીરત ઉદાસી રે–પાની.
વેદી હોકે વેદજ વાંચે, તોય ન મીલે અવિનાશી;
કસ્તુરી મૃગ નાભી બસત હૈ, ડોલત ફીરે અબ ઘાંસી રે–પાની.
દૂરકી બાતેં સચ કરી માનો, નિકટ પ્રકટ નહિ બાસી;
કહત કબીરા સુનો મેરે સાધુ, ગુરૂ બીના નિશ્ચે ચોરાસી–પાની.

---

# ગોડી સંગ્રહ વિભાગ.

## પદ ૧

ગર્વ કીયો સોઈ નર હાર્યો,
શ્રી રામજીસે ગર્વ કીયો સોઇ નર હાર્યો—ટેક.
ગર્વ કીયો રત્નાકર સાગર, નિર ખારો કરી ડાર્યો-શ્રીરામ.
ગર્વ કીયો ચકવા ને ચકવી, રેન વિછો કરી ડાર્યો-શ્રીરામ.
ગર્વ કીયો મેરૂ પર્વત, ટુકડે ટુકડા કરી ડાર્યો-શ્રીરામ.
ગર્વ કીયો અંજનિકે પુત્ર, પાંઉ ખોડા કરી ડાર્યો-શ્રીરામ.
ગર્વ કીયો હરણાકશ રાક્ષસ, નખ વધારીને માર્યો-શ્રીરામ.
ગર્વ કીયો આવરકે ફૂલડે, લઇ ચમાર કુંડમાં ડાર્યો-શ્રીરામ.
ગર્વ કીયો લંકાપતિ રાવન, રાજ્ય ખેહાન કરી ડાર્યો-શ્રીરામ.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, શરણે આયો સો ઉગાર્યો-શ્રી.

## પદ ૨

જા ઘર કથા નહિ નહિ કીરતન, સંત નહિ મીજમાના;
તા ઘર જમડે ડેરા દીના, સાંમ પડે સમશાના-જા ઘર.
કુલ્યો ફગરો ઇહાં પ્રીરત હૈ, કયા દીખલાવત અંગા;
એક પલકમેં ફનાં હોયગા, જેસા રંગ પતંગા-જા ઘર.
નાભી કમળમેં નાવ ચલત હૈ, દ્વાદશ મીન ઠેરાના;
અધર તખ્તકા દેખા તમાસા, સોઇ સતગુરૂકી સાના-જા ઘર.

સાગર ગર્વ હરણ.



ગર્વ કાર્યો રત્નાકર સાગર,
નીર ખારો કરી ડાર્યો

(પૃષ્ટ ૧૫૮)

Joshi Art, Fort Bombay 1

વૈર વૈરાગે ગુરૂગમ જાગે, સતગુરૂ નામ નિશાના,
સાધુ જનકી સેવા ન કીની, કિસ વિધ હોય કલ્યાના—જા ઘર.
મેરી મેરી કર કર મુરખ, મીટો નહિ માન ગુમાના;
કહત કબીરા સુનો ભાઇ સાધુ, છોડચલો અભિમાના—જા ઘર.

## પદ ૩.

લગની લગી ઘનશ્યામ ચરનકી—ટેક
જેહી ચરનનકું શંકર ખોજત (૨);
નૌકા ભવ દરિયાવ તરનકી—લગની.
જાકું સહસ્ર અઠયાસી ચિંતત (૨);
ઉર્ધ્વરેખ ગિરિરાજ ધરનકી—લગની.
ધ્યાન ધરત શેષાદિક શારદ (૨);
નિધિ નૌતમ સંતાપ હરનકી—લગની.
જો પદ પંકજ અખંડ ઉપાસત (૨);
ત્રાસ ટરત ઉર જન્મ મરનકી—લગની.
બ્રહ્માનંદ નંદનંદન પદ (૨);
ચિંતામણી આનંદ કરનકી—લગની.

## પદ ૪.

પ્રકટ પ્રમાણુ હરિને ભજ મન, પ્રકટ પ્રમાણુ હરિને;
કામ ક્રોધ મદ મોહ તજીને, દઢ ઉર ટેક ધરીને—ભજ.
ગર્ભવાસનું સંકટ પ્રાણી, જઇશમાં વિસરીને;
કુબુદ્ધિ કુડ કપટ પરહરજે, ભરજે પાંવ ડરીને—ભજ.

માલ મિલકત સર્વે મેલીને, જાવું જરૂર મરીને;
જાઇશ મા જમડાને આગે, ઝાઝો ભાર ભરીને-ભજ.
ભવ દુઃખ ટળે મીટે સર્વ ભ્રમણા, સંતનો સંગ કરીને;
બ્રહ્માનંદ કહે એવો અવસર, નહીં પામીશ ફરીને-ભજ.

### પદ. ૫.

નારાયણ સુખકારી ભજી લેને, નારાયણ સુખકારી;
સાધુ જનની માન શીખામણ, વિષયવિકાર વિસારી-ભજી.
માતપિતા ધન મંદિર મેડી, નહિ તારાં સુત નારી;
જમને દ્વારે એકલાં જાવું, કરજે કર્મ વિચારી-ભજી.
રાજા રંક ગુણીજન પંડિત, ખેડુ ને વેપારી;
સગા કુટુંબી સહિત સૌને, લે જાવે જમ મારી-ભજી.
ભરતખંડમાં દેહ મનુષ્યનો, મીલે ન વારંવારી;
બ્રહ્માનંદ કહે થાને સુખીઓ, સંત વચન ઉર ધારી-ભજી.

### પદ. ૬.

કૃષ્ણ હરિ સુખ ધામ ભજ મન, કૃષ્ણ હરિ સુખ ધામ;
મંગળકારી ભવદુઃખ હારી, સુંદર શ્રી ઘનશ્યામ-ભજ.
ધન અરથે તત્પર થઈ ધાયો, નિશદિન આઠે જામ;
માણેક મોતી માલ ખજાનો, કોઇ ન આવે કામ-ભજ.
મૃગતૃષ્ણા સંસાર વિષેમાં, નહિ પામે આરામ;
મનસુબા મનમાંહી રહેશે, હૈડામાંહી હામ—ભજ

વિષ્ણુ વિનાનું પ્રાણી તુંને, નહિ ઠરવાનું ઠામ;
બ્રહ્માનંદ કહે પ્રકટ પ્રભુના, નર તું લેને નામ—ભજ.

## પદ ૭

સંત સમાગમ કીજે સંતો ભાઇ, સંત સમાગમ કીજે —ટેક
જેથી આવાગમન મટીજે, —સંતોભાઇ
સંત સમાગમ નિશદિન કરતાં, ભવસાગરમાં તરીજે—સંતો
આતમલક્ષ અંતરમાં લઇને, સતગુરૂ ચરણમાં રીઝે—સંતો
સંત ચરણુ રજ શીશ ધરીને, પૂજા સેવા મન કીજે—સંતો
ધુપ દીપ મન ધ્યાન ધરીને, પ્રેમ અમીરસ પીજે—સંતો
અમીરસ પીતાં આનંદ ઉર જામે, પરમાનંદ પરતીજે—સંતો
દયાનંદ ભવ ભ્રમણા તજીને, નામ નિરંતર લીજે—સંતો

## પદ ૮

કૌન કુટિલ ખલ કામી મોસમ, કૌન કુટિલ ખલ કામી;
તુમસેં કયા છિપા કરૂનાનિધિ, તુમ ઉર અંતર્યામી—કૌન
ભર ભર ઉદર વિષયરસ પાવત, જૈસે સુક્કર ગ્રામી;
જિન તન દીયો તાહિ બીસરાયો, ઐસે નીમક હરામી—કૌન
જહાં સત્સંગ તહાં અતિ આલસ, વિષય ન સંગ વિરામી;
શ્રી હરિ ચરન છાંડી ઓરનકી, નિશદિન કરત ગુલામી—કૌન
પાપી પતીત અધમ નર નિંદક, સબ પતિતનમેં નામી;
કીજૈં કૃપા દાસ તુલસીપર, સુનીઓ શ્રીપતિ સ્વામી—કૌન

## પદ ૯

ભજ મન રામ ચરન દિન રાત, ભજ મન રામ ચરન;
રસના કસ ન ભજો તુમ હરિ યશ, નામ લેત અલસાતી–ભજ.
નામ લેત દારૂન દુઃખ નાશત, સુની ત્રય તાપ બુઝાતી;
રામચંદ્રકો નામ અમિરસ, સો રસ કાહે ન ખાતી–ભજ.
શ્રોતા સુમતિ સુશીલ હરિજન, દેત સલાહ સોહાતી;
લીયો સ્નેહ સુયશ રઘુપતિકો, સુન જુડાત હિયે છાતી–ભજ.
સંવત સોલહસે ઇકત્રીસા, જ્યેષ્ઠ માસ છતિ સ્વાતી;
તુલસીદાસ પ્રભુ વિનય લીખત હૈ, રામજી મિલનકી પાતી–ભજ.

---

## પદ ૧૦

કૃષ્ણ ચરન સુખદાઇ ભજ મન, કૃષ્ણ ચરન સુખદાઇ–ટેક.
જીન ચરનનકી ચરન સેવાકો, સિંધુ સુતા મન લાઇ;
જય જય કૃષ્ણ કમલદલ લોચન, દુઃખ મોચન સુખદાઇ–ભજ.
જીન ચરનનકી ચરન પાદુકા, છુવે યમુના જલ ઠહરાઇ;
નંદભવનમેં આપ બીરાજે, જસોમતિકે સુખદાઇ–ભજ.
સો પૂરન વસુદેવ દેવકી, નિરખી પરમ પદ પાઇ;
છુટ બંધ કપાટ ઉઘારે, દેવ સુમન ઝરી લાઇ–ભજ.
પૂતના સ્પર્શ પરમગત દીનો, દેહ દસા બીસરાઇ;
ગોવરધન વૃજ રાખ લીયો હૈ, કાલીનાગ નાથલાઇ–ભજ.

કુબજા તો ચંદન ઘસ લાઇ, સ્પર્શ પરમ પદ પાઇ;
ઉગ્રસેનકો રાજ તીલક દીનો, જરાસંઘ દુઃખદાઇ-ભજ.
કુંતિપુત્ર બંધુ ભયે વ્યાકુલ, તા શીર છત્ર ફીરાઇ;
વિપ્ર સુદામા હરિસો ભેટે, કંચનપુરી બસાઇ-ભજ.
શિવ સનક ઔર બ્રહ્માદિક, નિગમ નેતિ જશ ગાઇ;
ચેતનદાસ સંતનકે શરને, પુલક નયન જલ છાઇ-ભજ.

---

પદ. ૧૧.

અબ તો રામ ભજન કર ભાઇ—એ ટેક
ઘડી ઘડી ઘડીઆલ બાજે, પહર પહર શરનાઇ;
રામ ભજન બીન વૃથા જાત હૈ, કાલ નિશાન બજાઇ-અબ.
જો યહ અવસર ચૂકે પામર, ફિરકે નાહીં ભલાઇ;
લખ ચોરાશી યોનિકી માંહી, ભટકતહી મર જાઇ-અબ.
જાકી આશ કરતે થે આગે મનુષ દેહ નર પાઇ;
કરણી તો કછુ નાં બની આવે, અબ કર ભજન સવાઇ-અબ.
હરિભજન બીન અરૂ નહિ તેરા, સત્ય હૈ રામ દુહાઇ;
રામહીં રામ રટો નિશાવાસર, અતિશય પ્રીત લગાઇ-અબ.
નાનકદાસ રામ ભજ ભાઇ, હિત ચિત્તસે લહે લાઇ;
ઐસે સંત પુકાર કહત હૈ, દોઉ ભુજા ઉઠાઇ-અબ.

---

## પદ ૧૨

સંતો ભાઈ સંત સદા અતિ સારા—એ ટેક.
કામ ક્રોધ લોભની લહેર ન લાગે;
આવે નહિ અવતારા. —સંતો.
છુટી ગયાં સુખ તવ દુઃખ નવ દેખે,
નાખી દીધું એ નર ન્યારા;
ગતિ અવગત મતિ સુરતી ચૂકે નહિ,
છુટી ગયા સંસારા. —સંતો.
સંત સનૂરા અમ ઘર આવ્યા,
મટી ગયા જમ મારા;
પૂર્વની પ્રીતે ને ગુરૂ પ્રતાપે,
ઉતરી ગયા ભવ પારા. —સંતો.
કોટિ કર્મ કાપીને કુંચી કર આપી;
ખૂબ ખબર લીધી મારી;
ભોજા ભગત કહે સદ્‌ગુરૂ ઉપર,
બહુ પ્રીતે જાઉં બલિહારી —સંતો.

# ગરબી-રાસ સંગ્રહ વિભાગ.

## પદ ૧ ગરબી

વંદુ પુરૂષોત્તમ પરબ્રહ્મ, અનાદિ દેવને રે લોલ;
જેની દેવ દાનવ મુનિવૃંદ, કરે નિત્ય સેવને રે લોલ.
વંદુ કૃષ્ણ કમલદલ નેન, સકળ સુખ ધામને રે લોલ;
વંદુ ગોલોક પતિરાય તે, જ્યોતિથી શ્યામને રે લોલ.
વંદુ સકળ કળા ગુણ ધામ, જગત આધારને રે લોલ;
ગાવે શારદ નારદ શેષ, લહે નહિ પારને રે લોલ.
વંદુ અક્ષર બ્રહ્મ આધાર કે, ધર્મ નિવાસને રે લોલ;
વંદુ પ્રેરક માયા કાળ, સકળ ભય નાશને રે લોલ.
માગું કર જોડીને નાથ કે, વાણી પ્રકાશને રે લોલ;
ગાવું સુંદર કૃષ્ણ સ્વરૂપ, હરખ અતિ દાસને રે લોલ.
વર્ણવું નખશિખ રૂપ અનૂપ, હરિ ચરણે નમી રે લોલ;
આવો પ્રેમ સખીના નાથ કે, બુદ્ધિ અનુપમી રે લોલ.

## પદ ૨. મહિના-હાળ ગરબો.

કારતેક કળીમળ ટળશે રે, જો સંત સમાગમ મળશે રે;
તો સુકૃત સુફળ ફળશે, રમંતી રામશું રટ લાવો રે.
માગશરે માનીતાં મનની રે, ખોટી આશા તન ને ધનની રે;
એ તો સાહેબી થોડા દનની, —રમંતી.

પોષ માસે પરમ સુખ થાશે રે, જો સદ્દગુરૂ શરણે જાશે રે;
સ્હેજે આપ મંહિ ઓળખાશે, --રમંતી.
માહાવાકયને ઉર આણે રે, વાચ્ય લક્ષ અર્થને જાણે રે;
કરે અનુભવ એ પરમાણે, —રમંતી.
ફાગણનો ફૂલ્યો દીશે રે, જોઈ જોઈ મિથ્યા મન હીંસે રે;
જાગી જુએ તો જૂઠું દીસે, —રમંતી.
ચૈત્ર ચિત્ત ચંચલ મટતાં રે, લક્ષભણી સુરતા હટતાં રે;
નહિ વાર અજ્ઞાનને ઘટતાં, —રમંતી.
વૈશાખે કહું છું વાળી રે, આપે આપનું લો સંભાળી રે;
અહંકારની આંટી ટાળી, —રમંતી.
જયેષ્ઠ તેથી બીજો નહિ કોઇએ રે, જેને રેત હરિશું હોએરે;
શબ્દ સાથે પ્રાણને પોએ, —રમંતી.
આશાડે તો ઉમંગે ઘન રે, તેવાં પ્રેમીજનનાં મન રે;
એવા અનુભવીઓને ધન્ય, —રમંતી
શ્રવણ મનન નિદિધ્યાસ રે, પછી કયાં રે' કર્મ પાસ રે;
રાખો ગુરૂ વચને વિશ્વાસ, —રમંતી;
ભાદરવાની જેવી ભેંસ રે, તેવી અણઅધિકારીની રેસ રે;
તેને જ્ઞાન ન લાગે લેશ, —રમંતી.
આશો દુનિઆ સાથે દાવો રે, મિથ્યા હાથે જન્મ ગુમાવો રે;
નભૂ હરિ ભજીને લો લ્હાવો, —રમંતી.

---

## પદ ૩ તીથિ--દાળ ગ બો

સખી પડવાનો સહુ ઘાટ, નિશ્ચે જાણો રે;
તે માટે સંતની શીખ, ઉરમાં આણો રે.
સખી બીજે બોલણહાર, ન મળે ખોળે રે;
ઓઢા પરપોટા લેહેર, ઉમંગે છોળે રે.
સખી ત્રીજી વાણીવાર, રહી સુખ માણો રે;
રવિ જોગે જળહળ તેજ, તે પરમાણો રે.
સખી ચોથા ઘરની વાત, કહો કેમ કહીએ રે;
ગુંગાનું સપનું તેમ, સમજી રહીએ રે.
સખી પાંચમે પ્રકાશ, નખશીખ ન્હાળો રે;
એ જ્ઞાનાગ્નિમાં બીજ, સરવ બાળો રે.
સખી છઠે ચક્રે લક્ષ, વૃત્તિ લાવો રે;
પછી એક તાર અનહદ, તે સ્થળ આવો રે.
સખી સાતમે ભવન, બ્રહ્મ રસ પીજે રે;
એ સંતો કેરી સાન, સમજી લીજે રે
સખી આઠે પૂરનો એક છે પરકાશી રે;
એ આઠ મટીને એક, તે અવિનાશી રે.
સખી નામે રૂપે વિશ્વ, જૂદું દીસે રે;
થાએ સદ્ગુરૂથી સહુ એક, તે મન હીસે રે.
સખી દશમી ભક્તિ એહ, વિરલા જાણે રે;
તે મનમાં દ્વૈત વિચાર, લેશ ન આણે રે.

સખી એકાદશનું દ્વાર, તે મન તાહારૂં રે;
તે મન થાએ નિરંજન, મટે અંધારૂં રે.
સખી બારે વાટે પંથ, બોહોળા ચાલે રે;
તેણે ધુંચાયો જંત, મતમાં મહાલે રે.
સખી તેરસનો જે સ્વાદ, સુજાણ જાણે રે;
અણ સમજે વાદવિવાદ, જે મત તાણે રે.
સખી ચૌદે ભુવન ભેદ, રૂઠા કલ્પ્યા રે;
તે મટવા સારૂં વેદ, સાધન જલ્પ્યા રે,
સખી પૂરણ માસ વિલાસ, તૃષ્ણાં ટાળો રે;
તેણે સચરાચરમાં એક, આત્મા ભાળો રે.
સખી પંદર તીથિ પ્રકાશ, અચળ વાણી રે;
નભૂ એ ચિદ્દબ્રહ્મ વિલાસ, લે સુખ માણી રે.

---

### પ૩. ૪. ગરબી

જાએ છે જાએ છે જાએ છે રે;
વૃથા જન્મ ભજન વિના જાએ છે—એ ટેક.

ચેતને ચેત અચેત અભાગી,
મિથ્યા કાળ ગમાએ છે રે-વૃથા.
મદ મમતામાં મગન ફરે છે,
ધનને લોભે શું લાએ છે રે-વૃથા
તૃષ્ણા તારીનો તાગ ન આવે,
શું લાલચમાં લેવાએ છે રે-વૃથા.

દુઃખ સાગર સંસારમાં ડુબ્યો,
ગડબડ ગોથાં ખાએ છે રે-વૃથા.
અમૃત ઢોળી વિષને વળુંધ્યો,
વણુ સમજે તો વ્હાએ છે રે-વૃથા.
રંક નભૂના નાથ ભજ્યા વિના,
કાંત્યુ કપાસીઆં થાએ છે રે-વૃથા.

---

## પદ ૫. વાર-હાળ ગરબો

રવિજ્ઞાન ઉદે થયું જેને રે, રંચ રાત રહી નહીં તેને રે;
તેતો બીજું કરી કેહે કો'ને, રમંતી રામશુ રટ લાવો રે.
સમ દૃષ્ટિ થયા તે જનરે, થયાં સોમ સરીખાં મન રે;
એવા આતમ દરશીને ધન, —રમંતી
મંગળ વર્ત્યાં દિન ને રાત રે, તેણે જુઠી ન દીઠી જાત રે;
તેતો ભૂલે જોઇ નહિ ભાત, —રમંતી.
બુધથી નિશ્ચે કેમ થાએ રે, બુદ્ધિમાં તેની સત્તાએ રે;
કેમ આંખે આંખ જોવાએ, —રમંતી.
ગુરૂ વિના કોઈ નવ જાણે રે, મનમુખી મિથ્યા મત તાણે રે;
વણુ પામે વાત વખાણે, —રમંતી.
શું કરે તે સાધન રે, જહાં દષ્ટ ન આવે અન્ય રે;
તાહાં જાતાં મટી જાએ મન, —રમંતી.

શાની વાર ગુરૂને શરણે રે, જો ચિત્ત ઠરી રહે ચરણે રે;
તેનાં મટે જન્મ ને મરણ, —રમંતી.
આઠેવાર અનોપમ ગાયા રે, ગુરૂ કરૂણાથી કહેવાયા રે;
કહે નભુ ધન ગુરૂરાયા. —રમંતી.

---

### પદ ૬ ગરબી

તારે માથે નગારાં વાગે મોતનાં રે;
નથી એક ઘડીનો નિરધાર,
તોય જાણ્યા નહિ જગદિશને રે—એ ટેક.
મોટા મેલીને રાજ મરી ગયા રે (૨);
જોને જાતાં ન લાગી વાર —તોય
તારૂં જોબન ગયું જખ મારતું રે (૨);
માથે કાળા મટી ગયા કેશ —તોય.
અંતકાળે લેવાને જમ આવીઆ રે (૨);
તેનો ભાળે ભયંકર વેશ —તોય.
રોમ કોટિ વીછુ તણી વેદના રે (૨);
દુઃખ પામ્યો તું દેવના ચોર —તોય.
સગાં સ્વાર્થી મળ્યાં સૌ લૂંટવા રે (૨);
તેનું જરાએ ન ચાલે જોર —તોય.
જીભ ટુંકી પડી તુટી નાડીઓ રે (૨);
થયું દેહ તજ્યાનું તત્કાળ —તોય.

દેવાનંદ કહે નવં જાણ્યા નાથને રે (૨);
મળ્યો મનુષ્યનો દેહ વિશાળ —તોય.

---

### પદ ૭ રાગ એજ

તારા મનમાં જાણે મરવું નથી રે,
એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભૂલી ગયો ભગવાન રે–એ ટેક.
ધન દોલત નારી ને ઘણા દીકરા રે (૨)
ખેતી વાડી ઘોડી ને દરબાર –તેમાં.
મેડી મંદિર ઝરૂખા ને માળીયાં રે (૨);
સુખદાયક સુંદર સેજ. –તેમાં.
ગાદિ તકીયા ને ગાલ મશુરીઆં રે (૨);
અતિ આડ કરે છે એજ. –તેમાં.
નીચી ખાંધ કરી જમતો નથી રે (૨);
એવું સાધુ સંગાથે અભિમાન –તેમાં.
મરમાળી મોહનજીની મૂર્તિ રે (૨);
તેની સાથે ન લાગેલ તાન –તેમાં.
પાપ અનેક જન્મનાં આવી મળ્યાં રે (૨)
તારી મતિ મલિન થઇ મંદ –તેમાં.
દેવાનંદના વહાલાને વીસરી ગયો રે (૨)
તારે ગળે પડયો જેમ ફંદ –તેમાં

## પદ ૮ રાગ ગરબી

માથે કોપી રહ્યો છે કાળરે, ઉંઘ તને કેમ આવે-ટેક.
પાણી પહેલાં બાંધી લેને પાળ રે, --ઉંઘ તને.
નથી એક ઘડીનો નિર્ધાર રે, —ઉંઘ તને.
આ તો સ્વપ્ન જેવો સંસાર રે, —ઉંઘ તને.
અલ્યા એળે ખોટો અવતાર રે, —ઉંઘ તને.
તારા માથે છે જમનો માર રે, —ઉંઘ તને.
તારા મનનું ધાર્યું થાશે ધૂળ રે, —ઉંઘ તને.
ચાર તોલાં છે મનમાં ભૂલ રે, —ઉંઘ તને.
કરી આવ્યો છે ગર્ભમાં કોલ રે, —ઉંઘ તને.
થોલ આવેલું થાય છે કુથોલ રે, —ઉંઘ તને.
જોતાં જોતાં આયુષ્ય ખુટી જાય રે, —ઉંઘ તને.
તારાં ડા'પણમાં લાગી લાહ્ય રે, —ઉંઘ તને.
કાંઠે આવેલું બુડશે જહાજ રે, —ઉંઘ તને.
તારે કાજે કહે રૂષિરાજ રે, —ઉંઘ તને.

---

## પદ ૯ રાગ ગરબી.

જોર છે જોર છે જોર છે રે;
સાથે જમના કિંકરનું જોર છે—ટેક.
આવશે અચાનક વાર નહિ લાગશે;
એ તો કાલ સ્વરૂપી ચોર છે રે—સાથે.

સતસંગ ન કરે ને મનમાં નહિ ડરે;
એને સદા અંધારૂં ઘોર છે રે —માથે.
ખાતાં પીતાં સીતારામને નહિ ભજે;
એ તો નર ને નારી ઢોર છે રે —માથે.
કહે સખી રામદાસ કોઇ ઓધાર્યો;
જેને સંત પુરૂષની કોર છે રે —માથે,

---

## પદ ૧૦-રાગ એજ

મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએ રે—ટેક.
નામથી નથી મોટાં જપ તપ તીરથ;
એવું ધ્યાન ધરી નામ લીજીએ રે—મુખે.
અન્ન પાણીનું દાન છે મોટું;
એવા સુપાત્ર જોઇ દાન દીજીએ રે—મુખે.
અવર પુરૂષની આશ તજીને;
એવા સાધુના સંગમાં રીઝીએ રે—મુખે.
દુર્જન લોકડા જેમ તેમ બોલે;
તેનાં વચન સુણી નવ ખીજીએ રે—મુખે.
સખી રામદાસ કહે માનો શીખામણ;
એવી ભક્તિ કરતાં નવ બીજીએ રે—મુખે.

---

## પદ ૧૧-રાગ એજ.

રામ છે રામ છે રામ છે રે,
મારા હૃદયમાં વહાલો રામ છે—ટેક.
આરે મંદિરીએ મારી સાસુ ને સસરો;
સામે મંદિરીએ શ્યામ છે રે—મારા.
સાસુ જૂઠીને મારી નણદી હઠીલી;
નાનો દેવરીઓ દિવાન છે રે—મારા.
આ કાંઠે ગંગા ને ઓલે કાંઠે યમુના;
વચમાં ગોકુળીઉં રૂડું ગામ છે રે—મારા.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણ;
છેલી વેળાના સીતારામ છે રે—મારાં.

## પદ ૧૨ રાગ એજ

પ્રેમની પ્રેમની પ્રેમની રે;
મુને લાગી કટારી પ્રેમની—એ ટેક.
જલ રે જમુનાનાં ભરવાને ગયા'તાં;
હતી ગાગર માથે હેમની રે—મુને.
ભવ રે સાગરમાં વાલોજી મળીઆ;
કેમની તરૂં હું તો કેમની રે—મુને.
કાચે રે તાંતણે હરિજીએ બાંધી;
જેમ ખેંચે તેમ તેમની રે—મુને.

બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણ;
ખબરૂં કઢાવો કેમ એમની રે—મુને.

---

### પદ ૧૩ રાગ એજ

બોલમાં બોલમાં બોલમાં રે;
રાધા કૃષ્ણ વિના બીજું બોલમાં—એ ટેક.
સાકર શેરડીનો સ્વાદ તજીને;
કડવો તે લીંબડો ઘોળમાં રે—રાધા.
હીરા માણેક ને ઝવેર તજીને;
કથીર સંઘાથે મણી તોળમાં રે—રાધા.
ચાંદા સૂરજનું તેજ તજીને;
આગીઆ સંઘાથે પ્રીત જોડમાં રે—રાધા.
ગંગા યમુનાનું જળ તજીને;
ખાડા ખાબોચીઆં ખોળમાં રે—રાધા.
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણ;
અમૃત ઢોળીને વીખ ઘોળમાં રે—રાધા.

---

### પદ ૧૪ રાગ ગરબી

પ્રેમની વાત છે ન્યારિ ઓધવજી— એ ટેક.
પ્રેમની વાતમાં તમે શું જાણો;
બીજા શું જાણે સંસારી —ઓધવજી.

પ્રેમની વાતમાં બ્રહ્માજી ભૂલ્યા;
ભલા વેદ મેલ્યા છે વિસારી —ઓધવજી.
પ્રેમની વાતમાં શંભુજી ભૂલ્યા;
ભલા ધ્યાનમાં આંખ ઉઘાડી —ઓધવજી.
આવો રે કા'ન મારી શેરીએ વા'લા;
ભલા દુરીજન દઉં ફટકારી —ઓધવજી.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણ;
હાંરે ભલા ચરણ કમલ બલિહારી—ઓધવજી.

---

### પદ ૧૫ રાગ ગરબી

જાય છે જાય છે જાય છે રે;
જીવ જન્મ અવરથા જાય છે —એ ટેક
પ્રભુ પારસ તું હાથમાંથી ખૂવે;
થાક ચુનાને તું સ્હાય છે રે —જીવ
ભલા ભૂંડાનો ભેદ ના જાણ્યો;
ખીરમાં તું મીઠું ખાય છે રે —જીવ
લાલચુ થઇને લાંચો લીધી;
ફૂલીને ફાળકો થાએ છે રે —જીવ
મનુષ્ય દેહતો ફરી નહિ મળે;
આવ્યો અવસર સુખદાય છે રે —જીવ
દાસ ગોવરધન દીનતા રે રાખી;
ગુણ પ્રભુના ગાય છે રે —જીવ

## પદ ૧૬ રાગ ગરબી.

મરી જાવું છે માનખો મેલી કરી રે;
તું તો ભાવે ભજી લયે શ્રી હરી રે -મેલી
તુંને ભવમાં ભટકતાં આ દેહ મળી રે;
આવો અવસર ન આવે પાછો ફરી રે -મેલી
હરિ ભક્તિ વીના નર ભૂન છે રે;
જમ આવી અંતરીઆળ લુંટશે રે -મેલી
સદા રહેવું સંતોના સંગમાં રે;
હરિ ભક્તિ આવે તારા અંગમાં રે -મેલી
સંત સ્હેજે ભવસાગર તારશે રે;
એ તો અંતકાળના આધાર છે રે; -મેલી
ગુરૂ ગમે ગેમલ કહે જ્ઞાનમાં રે;
મન સમજ સંતોની સાનમાં રે -મેલી

---

## પદ ૧૭ રાગ એજ

ભેદ જાણ્યા વિના ભમે શું જાલમાં રે;
ન્હાનું વૈષ્ણવનું ધરીને તું કૂલમાં રે -ભેદ
કંઠી બાંધીને મંત્ર કહ્યુ કાનમાં રે;
પણ સમજ્યો ના સદગુરૂ સાનમાં રે -ભેદ
ગુંજા અગ્નિ જ્યમ માની રહ્યા માંકડા રે;
મત બાંધી રહ્યા જીવ એમ રાંકડા રે; -ભેદ

તું તો કોણ છો ને દેહ તે કોણે કર્યો રે;
એવા કરણી કિરતારને શું વિસર્યો રે —ભેદ
તત્ત્વમસિ કહ્યું વેદમાં તે તેહને રે;
અખિલ લોકમાં પ્રકાશ રહે એહનો રે —ભેદ
તે હું તે હું હરિ બોલે તુજ કને રે;
તેને સમર શુદ્ધ ભાવથી સાચે મને રે —ભેદ
એમ જાણી તજો અન્ય આશરો રે;
પ્રભુ પ્રકટ થાશે પાસથી ખરે ખરો રે —ભેદ
મહા બ્રહ્મ કેરૂં જ્ઞાન જે કો જાણશે રે;
છોટમ સદગુરૂ કૃપાએ સુખ માણશે રે —ભેદ

---

## પદ ૧૮. રાગ એજ

કર પ્રભુ સંઘાથે દઢ પ્રીતડી રે,
મરી જાવું મેલીને ધન માલ;
અંતકાળે સગું નહિ કોઇનું રે—એ ટેક.
સંસ્કારે સંબંધી સર્વે મળ્યાં રે;
એ છે જૂઠી માયા કેરી જાળ—અંતકાળે.
મારૂં મારૂં કરીને ધન મેળવ્યું રે;
તેમાં તારૂં નથી તલભાર—અંતકાળે.
સુખ સ્વપ્નાં જેવું સંસારનું રે;
તેને જાતાં ન લાગે વાર—અંતકાળે.

માટે સેવજે તું સાચા સંતને રે;
તારા ટળશે ત્રિવિધ તાપ–અંતકાળે.
અતિ મોટા પુરૂષને આશરે રે;
બળે પૂર્વ જન્મનાં પાપ–અંતકાળે.
એવું સમજીને ભજ ભગવાનને રે;
સુખકારી સદા ઘનશ્યામ–અંતકાળે.
દેવાનંદનો વા'લો દુઃખ કાપશે રે;
મનવાંછીત પૂરણ કામ–અંતકાળે.

---

## પદ ૧૯ રાગ એજ

તું ભૂલી ગયો તારા રૂપમાં રે;
દુર્મતિ માની રહ્યો તું દેહ –તું ભૂલી.
હર્ષ શોક વૃદ્ધિ હાણુ જીવ રૂપને રે;
મન માની લીધું અજ્ઞાન –તું ભૂલી.
આશા તૃષ્ણાને મોહ માયા મમતા રે;
તેમાં અહોનિશ તારૂં ધ્યાન –તું ભૂલી.
તારૂં રૂપ અકળ અવિનાશ છે રે;
તે ભૂલ્યો માયાને જોગ –તું ભૂલી.
જીવ અણુછતાનો ઉપનો રે;
એવો પ્રપંચ રૂપી રોગ –તું ભૂલી.
એ તો અણુછતાનું અણુછતું રે;
દેહ સાથે થાએ સર્વે નાશ –તું ભૂલી.

દેહ છુટે અખંડ છે આતમા રે;
જેમ સભરા ભર્યો આકાશ —તું ભૂલી.
ગુરૂ સંત ચરણ રજ સેવતાં રે;
જડે આદ્ય અંતની ઓળખાણ —તું ભૂલી.
દાસ રતનો કહે તું તુંને જાણજે રે;
એ પૂરણ પદ નિર્વાણ —તું ભૂલી.

---

પદ ૨૦ રાસડો

ઓધા એને જાણે રે તેને તે અમે જાણીએ રે;
વર રાધા તણો વખાણીએ રે —ઓધા.
કુંઇક જાણ્યા'તા નરસિંહ નાગરે રે;
હુંડી લખી'તી કોરા કાગળે રે —ઓધા.
કુંઇક જાણ્યા'તા શગાળશા વાણીએ રે;
કુંવર વેંઢ્યો ચંગાવતી રાણીએ રે —ઓધા.
કુંઇક જાણ્યા'તા હરિશ્ચંદ રાજીએ રે;
સત્ય રાખ્યું તારામતિ રાણીએ રે —ઓધા.
મુરખ મોટા કરમની કહાણીએ રે;
પથર નહિ ભીંજે ઉંડે પાણીએ રે —ઓધા.
ગુરૂ ગાય રે ગેમલ રસ પીજીએ રે;
એરસ પીધાં કાનુડે વરદાણીએ રે —ઓધા.

---

## પદ ૨૧ રાસડો

રામ રાખે તેમ રહીએ, ઓધવજી રામ રાખે—એ ટેક.
આપણુ ચિઠ્ઠીના ચાકર છૈએ —ઓધવજી.
કોઇ દિન પેરણુ હીર ને ચીર તો (૨);
કોઇ દિન સાદા ફરીએ —ઓધવજી.
કોઇ દિન ભોજન શીરો ને પુરી (૨);
કોઇ દિન ભૂખ્યા રહીએ —ઓધવજી.
કોઇ દિન રહેવાને બાગ બગીચા (૨);
કોઈ દિન જંગલ રહીએ —ઓધવજી.
કોઇ દિન સુવા ગાદી ને તકીઆ (૨);
કોઇ દિન ભૂપર સુઇએ —ઓધવજી.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાં ગુણુ; (૨)
સુખદુઃખ સરવે સહીએ —ઓધવજી.

---

## પદ રાગ-રાસ

રામ રોમે રોમે તે ભરપુર છે રે;
ભેદવાદીને અતિ ઘણા દૂર છે રે—રામ.
રામ સગુણ રૂપે તે નર ભૂપ છે રે;
સચ્ચિદ આનંદ અનૂપ છે રે—રામ.
જન્મ મરણુ વિકાર છે સ્થુળમાં રે;
લઘુ દીર્ઘ તારામાં નથી ભૂલમાં રે—રામ.

ક્ષુધા તૃષા એ પ્રાણના ધર્મ છે રે;
હર્ષ શોક એ મનનાં કર્મ છે રે—રામ.
સદ્ગુરૂ મુખથી સમજાય છે રે;
ભેદ ભ્રાંતિ વીપરીત નસાય છે રે—રામ.
અન્ય સાધન તે શાખ પત્ર ફુલ છે રે;
મહાવાક્યનો વિચાર તે અમૂલ્ય છે રે—રામ.
સ્થુલ પ્રપંચથી પાર એવી રીત છે રે;
જેમાં ગરીબદાસ કલપીત છે રે—રામ.

---

## પદ ૨૩. રાગ-રામ.

સીતારામને ભજીને લહાવો લીજીએ રે;
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએ રે-સીતારામ.
આવ્યો અવસર પલપલ જાય છે રે;
તારા ઘટમાં બેઠો કાળ ખાય છે રે-સીતારામ.
તારૂં જોબન જાશે જરા આવશે રે;
તને ભાણે ભોજન નહિ ભાવશે રે-સીતારામ.
તારાં વહાલાં વેરી થઇ લાગશે રે;
નારી દેહ દેખીને દૂર ભાગશે રે-સીતારામ.
કાંઇ ધર્મ કરો આડું આવશે રે;
તે તો જમના તે માર મુકાવશે રે-સીતારામ.
સખી રામદાસ કહે નરનારને રે;
સંત સેવો તો ઉતરો ભવપારને રે-સીતારામ.

# થાળ વિભાગ

## પદ ૧ રાગ-ગરબો

જમો મારા નાથ જુગતે કરીને રે;
રહે છે જોઇ જોઇ નયણા ઠરીને—જમો.
રૂડો ચંદન પાટ ઢળાવું રે;
જળ યમુનાજીનાં મંગાવું રે;
અંગે ચોળી અતર નવરાવું—જમો.
કાજુ ઓરડાની ઓસરીએ રે;
પ્રેમે પાથરણા પાથરીએ રે;
આગે બાજોઠ કનકનો ધરીએ—જમો.
પ્રીતે નવલ પીતાંબર પહેરો રે;
હેત સહિત મનોહર હેરો રે;
પુરૂં થાળ હું કંચન કેરો—જમો.
તાજા લાખણસાઇ મોતૈયા રે;
તળીયાં મગદળને સવૈયા રે;
કોડે કોડે આરોગો કનૈયા—જમો.
ખીર લાપશી સુંદર ખુરી રે;
ખીરંજ સેવ કંસાર કચુરી રે;
પુડા માલપુવા શીરા પુરી—જમો.

દૂધપાક જલેબી ને ખાજાં રે;
તળીયા મોદક ઘેબર તાજાં રે;
રૂડાં જાદરીઆં ઘૃત ઝાઝાં—જમો.
સાટા બરફી પતાસાં સાબેણી રે;
ઠોર ખરકો ને રોટલી ઝીણી રે;
હલવો સક્કરપારા સુત્રફેણી—જમો.
હેત આણે હું પીરસું હરખી રે;
થઈ જાઉં છું દીવાની સરખી રે;
બ્રહ્માનંદના વહાલાને નીરખી—જમો.

## પદ રાગ લાવણી-તાલ કાફી

વાતડી સુણ સજની મારી (૨);
આજ અમારે મંદિર પધાર્યા, મનમોહન ગિરધારી–ટેક.
કરી અત્તર મર્દન અંગે (૨);
મંજન નીર ગુલાબથી કીધું, યમુના જલ સંગે;
પહેરી પટ પીતાંબર અંગે (૨);
પ્રાણ પતિ બાજોઠ બીરાજ્યા, નીજ જનની સંગે;
પાણી શીતળથી ભરી ઝારી (૨); —આજ.
થાળમાં પકવાનો ભરીને (૨);
સાટા જલેબી ગગન ગાંઠીઆ, પીરસાવ્યા હરિને;
બરફી પેંડા પીરસ્યા ફરીને (૨);

જમવા બેઠા જગતપતિ, મુજપર કરૂણા કરીને;
નેત્ર મેં સફળ કર્યાં ન્યાળી (૨) —આજ.
બુંદીઆ મગદળીઆ કરવ્યા (૨);
મોહનથાળ મેસુર પતાસાં, પ્રેમે પીરસાવ્યાં;
મધુર મેવા પ્રભુને ધરવ્યા (૨),
હલવો પાક ગુલાબી પાપડ, ઘૃતમાંહી તળીઆ;
સુત્રફેણી સ્વાદી થઇ સારી (૨); —આજ.
સેવ શીરો લાડુ સારા (૨),
દુધપાક બાસુંદી પુરીઓ, માલપુવા પ્યારા;
રોટલી ઉપર ઘૃત ધારા (૨),
ભાત ખીચડી દાળ બહુ છે, તીખા તમકારા;
લાપશી કીધી તલ ધારી (૨), —આજ.
દૂધ દહીં દીધાં ભરી ભાજન (૨),
આરોગ્યાં અનંત અથાણા, ગિરિધારી ગર્વગંજન;
કઢી કચોરી દીલરંજન (૨),
શ્રીખંડ ભજીઆં વડાં રાયતાં, છત્રીસે વ્યંજન;
ભાવ ધરી જમીઆ મુરારી (૨), —આજ.
મધુર જલ પીઓ છાણી લીધાં (૨),
કાથો એલચી લવીંગ સોપારી, પાનબીડાં દીધાં;
પ્રેમરસ પાયાં ને પીધાં (૨);
દેવીદાસના શ્યામ થકી, મુજ કારજ સૌ સીધ્યાં;
પ્રીતડી પૂર્વતણી પ્યારી (૨), —આજ.

## પદ ૩ રાગ એજ

અરજ કરૂં અખંડ અવિનાશી (૨),
પ્રેમવડે પરસાદ ધરાવું, સચરાચરવાસી—ટેક.
બની છે બેહદ બાસુંદી (૨),
ખારક ટોપરાં સાકર સારી, બરફીને બૂંદી;
કટોરા દૂધ તણા ભરીઆ (૨),
મોહનથાળ ને મેસુ પાકના, થાળ ભરી ધરીઆ;
જમો શરણાગત સુખરાસી (૨), —પ્રેમ.
દ્રાક્ષ છે કીસમીસીઆ કાળી (૨),
કાજુ કેળ ને બોર; બદામું, ચારોલી સારી;
થાળ ભરી ધરીઆ મેં મેવા (૨),
જુગતિથી જમજો જગજીવન, દાસ કરે સેવા;
આપજો પરસાદી પાછી (૨), —પ્રેમ.
આચમન કરજો ઘન સ્વામી (૨),
તજ એલચીને પાન સોપારી, મુખવાસ બહુનામી;
વિશ્વંભર વિશ્વતણા ભરતા (૨),
દાસ ગરીબની અરજ સાંભળો અખિલ ભુવનકર્તા;
ભાવના ભૂખ્યા અવિનાશી (૨) —પ્રેમ.

---

## પદ ૪.

( મુને ઘડી નથી વીસરતા રામ—એ રાગ. )

પાતળીઆ પ્રીતે જમજો રે પ્રીતમ પ્યારા—ટેક.

દેવકીના જાયા, પાક પીરસ્યા છે પનવા;
માંહી શાક મેલ્યાં એક હારે રે-પ્રીતમ પ્યારા.
દેવકીના જાયા, ઘેવર પેંડા બરફી ને બાસુંદી;
માંહી મેલ્યાં મોદક બુંદી રે-પ્રીતમ પ્યારા.
દેવકીના જાયા, વડા વડી વાલ ને વટાણા;
આપ્યાં આદુનાં અથાણા રે-પ્રીતમ પ્યારા.
દેવકીના જાયા, ભરી રાખી જમુના જલ ઝારી;
ઉપર ચાવો પાન સોપારી રે-પ્રીતમ પ્યારા.
દેવકીના જાયા, શીવજી પર કેશવ કૃપા કીજે;
દાસ જાણીને દર્શન દીજે રે-પ્રીતમ પ્યારા.

---

### પદ ૫ રાગ એજ

જગજીવન જુગતે જમજો રે; જાઉં હું વારી,
અમ અરજી અંતર ધરજો રે. —જાઉં હું
મોહનજી મારા, મેવા મીઠાઇ બહુ સારી;
પીરસી પ્યાર અતિ મન ધારી રે —જાઉં હું
ભક્તિના ભૂખ્યા, મોહ માયાની મીઠાઇ;
પ્રસાદ સુમતિ દો સુખદાઇ રે —જાઉં હું
પ્રીતિના પ્યાસી, કામ ક્રોધનાં પકવાનો;
કરો તમ રૂપ વિષે દિવાનો રે —જાઉં હું
પ્રેમીને પ્યારા, લોભ ભર્યાં છે ફરસાણા;
તમ શરણે રે' સમાણા રે —જાઉં હું

ભવ ભય ભંજન, શાક બન્યાં અદમાતાં;
તમ ચરણે મન નિભ્રાન્તા રે —જાઉં હું
દીનોના બંધુ. ઇર્ષા દ્વેષનાં અથાણાં;
ટાળી મોક્ષ તણા દો ટાણા રે. —જાઉં હું
મોહનજી સારા, મેવા અહંપદ ધરીઆ;
હરજો દોષ દેહમાં ભરીઆ રે. —જાઉં હું
હેતે, હરજી, અંતર મુખવાસ અપું;
આવી ચોકખું કરજો સરખું રે —જાઉં હું
ઘટ ઘટના વાસી, રહી હશે બહુ વિધ ખામી;
ન રતિ રે' રોષ, રમણના સ્વામી રે —જાઉં હું

---

## પદ ૬

(ઓરા હરિ આવો રે, કહું એક વાતલડી—એ રાગ)

આનંદે આવો રે, જીવન જમવાને;
બહુ પાક બનાવું રે, ગિરિધર ગમવાને. ૧.
ઉષ્ણોદક આપું રે, નટવર ન્હાવાને;
પીતાંબર લાવું રે, પ્રેમે પહેરવાને ૨.
ચાખડીએ ચઢીને રે, આવ્યા અંતરજામી;
ચંદનની ચોકી રે, બેઠા બહુ નામી ૩.
કંચનને બાજઠ રે, સુવર્ણની થાળી;
ભોજન કરવા રે, બેઠા વનમાળી ૪.

ખાજાં ને લાડુ રે, ઘેબર ઘીનાં છે;
પકવાન્ન ભલાં છે રે, સૌ મિસરીનાં છે ૫.
એવા ભોગ છપ્પન છે રે, વ્યંજન બહુ ભાંતિ;
સાકર મેવાદિક રે, રહ્યા છે સહુ જાતિ ૬.
જેની રૂચિ આવે રે, તે લેજો માંગી;
જમતાં મુખ નિરખે રે, તે મહા બડભાગી ૭.
યમુના જળ શીતળ રે, એલચીએ વાસી;
પાનનાં બીડાં રે, ખવડાવું ખાસી. ૮.
કંકુ ને કેસર રે, કુમકુમ થાળ ભરી;
પ્રીતમનો સ્વામી રે, પૂજું પ્રેમ ધરી ૯.

---

## પદ ૭ રાગ સોરઠ

આજ મારે મિજમાની છે રાજ, મારે ઘરે આવના મહારાજ
ઉંચા રે બાજોઠ ઢળાવું, અપને હાથસે થ્રાસ ભરાવું;
ઠંડા જળ ભરી લાવું, રૂચીવત પાવના મહારાજ—આજ.
બહુ મેવા પકવાન મીઠાઇ, શાક છત્રીસે જુગત બનાઇ;
ઉભી ઉભી ચામર ઢોળું રાજ, લાગો સુહામણા મહારાજ
—આજ મારે
ઊડા એલચી લવીંગ સોપારી, કાથા ચુના પાનબીચ ડારી;
અપને હાથસેં બીરી બનાઉં, મુખસેં ચાવના મહારાજ
—આજ મારે

મોર મુકુટ પીતાંબર સોહે, સુરનર મુનિજન કે મનમોહા;
મીરાં કહે ગિરિધારી લાલ, દિલ બીચ ભાવના મહારાજ
—આજ મારે

## પદ ૮ રાગ દેસ

જમો જમોને જગદાધાર, જુગતે જમાડું;
શામળીયા સરજનહાર, રંગભર રમાડું-જમો
બેસો બેસોને મંદિર માંહી, છોગલાં છોડીને;
શું કરશે દુરિજન લોક, મુખડાં મોડીને-જમો
મેં તો કોડકે પીરસ્યો કૂર, કપૂરે રહ્યો વાસી;
ઠારૂં ઠારૂ રે મારા હાથ, હરિને જમાડી-જમો
હું તો વીંઝણે ઢાળું વાય, સેવા કરૂં સારી;
મેં તો પીરસ્યો છે પકવાન, સુખડી છે સારી-જમો
મારે ઘરે ઘરાઉ ઘી, ભરી છે બે વાડી;
મારી હોંસ હૃદયની માંય, વધતી છે દા'ડી-જમો
પીઓ પીઓ પુરાણાનંદ, જીવન જળ ટાઢાં;
કરો કૃપા નાથ કિરતાર, તાંબોલે મુખ રાતાં-જમો
મારે નથી બીજાનું કામ, કામ તમારૂં છે;
શામળીઆ તમ પરતાપ, સરવે સારૂં છે-જમો
મેં સરજીને સંસાર, સરવે જોયું છે;
મીઠાના ઠાકર ઠીક, મન મારૂં મોહ્યું છે-જમો

# સ્તુતિ—આરતિ વિભાગ.

## પદ ૧. સ્તુતિ

તું અગાધ, તું અગાધ, તું અગાધ દેવા;
નિગમ નેતિ નેતિ કહે, જાને નહીં જેવા–તું
બ્રહ્માદિક વિષ્ણુ શંકર, શેષહુ બખાને;
આદિ મધ્ય અંત તુમહિ, કોઉ નાહિ જાને–તું
શનકાદિક શારદાદિક, નારદાદિક ગાવે;
સુરનર મુનિજન ગાંધર્વ, કોઉ નાહીં પાવે–તું
સાધ બીધ થકીત ભયે, ચતુર બહુ શ્યાને
સુંદરદાસ કહા કહૈ, અતિ હો હૈરાને–તું.

## પદ ૨ ભુજંગી છંદ

(શ્રી ક. ક્ષ વિદ્યાર્થી ભવન, ઝરીઆ, માટે લખાએલ)

પ્રભો! હે દયાળુ! બધી સૃષ્ટિ કર્તા,
દયા દૃષ્ટિથી વિઘ્ન અમ સર્વ હર્તા,
ઉરે અર્જ લ્યો હે, અખિલેશ સ્વામી,
અમે બાળકો વંદીએ, શીશ નામી ૧.
વિભો ભાવના શુભ, અમ દીલ પ્રેરો,
તમારે વિષે પ્રેમ લાગે અનેરો;
કદિ ના બને દીલ કુપથગામી,
અમે બાળકો વંદીએ, શીશ નામી ૨.

પિતા માત સેવા મહીં ખંત પૂરી,
વળી દેશ સેવા મહીં ના અધુરી;
પરોપકારમાં વૃત્તિ રે' સારી જામી,
અમે બાળકો વંદીએ શિશ નામી. ૩.
ચહી અંતરે શુભ અમ કામ કરતા,
રહો તેમની આપદા સર્વ હરતા;
વળી અર્પજો તેમને આયુ લાંબી,
અમે બાળકો વંદીએ શીશ નામી. ૪.
કૃપાનાથ ! અમ આપદા સર્વ હરજો,
અમોને સદા આપના દાસ કરજો;
રમણનાથ ! દેવેશ ! હે પૂર્ણ કામી !
અમે બાળકો વંદીએ શિશ નામી. ૫.

---

## પદ ૩ આરતિ

જય દેવ, જય દેવ, જય જન સુખકારી, પ્રભુ જય;
કમલ નયન કમલાવર [૨]. ભક્ત ભય હારી—જય.
લક્ષ્મીનાથ નારાયણ, ત્રિભુવન જય સ્વામિ—પ્રભુ;
મેઘ શ્યામ મનોહર (૨), હરિ ગરૂડ ગામી—જય.
કિરીટ મુકુટ મકરાકૃત, પીતાંબર ધારી—પ્રભુ;
શ્રી વચ્છ ભ્રગુપાદ કૌસ્તુભ [૨], વનમાળા પ્યારી—જય.
દિવ્ય સ્વરૂપ દયાનિધિ, સુર નર મુનિત્રાતા—પ્રભુ;
ભક્ત મનોરથ પૂરક (૨), વાંચ્છીત વરદાતા—જય.

ાના રત્ન વિભૂષણુ, ભૂષીત મુરારી —પ્રભુ;
સુંદર હસિત વદન પર (૨), પ્રેમાનંદ વારી—જય.

---

### પદ ૪ રાગ એજ

જય દેવ જય દેવ, જય જન સુખકારી-પ્રભુ;
આરતિ ઉતારૂં (૨), ચરણે ચિત્ત ધારી-જય.
નારાયણુ પુરૂષોત્તમ, વૃંદાવનવાસી-પ્રભુ;
પતિત પાવન પ્રકટ્યા (૨), નિજ જન સુખરાશિ-જય.
માયાકાળ કર્મના, પ્રેરક હરિ કહાતે-પ્રભુ.
શારદ નારદ શુક મુનિ (૨), નિગમાગમ ગાતે-જય.
યુગયુગ હરિ નીજ જનહીત, સુંદર તનુ ધરતા-પ્રભુ;
લીલા રસ વરસાવી (૨), ભક્ત આનંદ કરતા -જય.
જે જન નયણે નીરખી, હેતે કરી ગાવે-પ્રભુ.
પ્રેમાનંદ કહે પાછો (૨), ગર્ભવાસ નાવે-જય.

---

### પદ ૫ રાગ એજ

જય દેવ જય દેવ, જય ગોકુળ ચંદા-પ્રભુ.
વ્રજ પતિ કુંજ બિહારી (૨), કેવળ સુખ કંદા-જય.
રાધા પતિ સુખ રાશિ,નટવર નવરંગી-પ્રભુ.
મોર મુકુટ મસ્તક ધરી (૨), છબી નૌતમ અંગી-જય.
શ્રી ગોપી ગોકૂળ હીત, કર ગિરિવર ધાર્યો-પ્રભુ;
સેના સહિત સુરપતિકો (૨), અતિમદ ઉતાર્યો-જય.

યમુના તટ યદુનંદન, રોકત મહીયારી-પ્રભુ
વ્રજજન મોદ બઢાવત (૨) ક્રીડા સુખકારી-જય.
રાધાની સંગ ઉભા, લઇ બંસી હાથે-પ્રભુ
બ્રહ્માનંદ બલિહારી (૨) મોહન છબી માથે-જય

---

પદ ૬ રાગ એજ

જય દેવ જય દેવ, જય જય જગકર્તા-પ્રભુ
ભગવત તું ભવભર્તા (૨) હરકત સંહર્તા-જય
પુરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા-પ્રભુ
સકળ કળાધર શ્રીમંત (૨) ધીમંત ધરમાત્મા-જય
તું સચરાચર સ્વામી, બળવંત બહુ નામી-પ્રભુ
વિમળ મંડળ વિશ્રામી [૨] ધન્ય અચળ ધામી-જય
તત્વ સકળ ગુણ તારા, સર્વ થકી સારા-પ્રભુ;
અંતર્યામી હમારા [૨] પ્રાણ થકી પ્યારા-જય
કરૂણા કર ઉપકારી, ધર્મ બીરદ ધારી-પ્રભુ
તું ભવપાર ઉતારે [૨] અગણીત નરનારી-જય
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શક્તિ-પ્રભુ
સુરનર મુનિવર માગે [૨] ભલી તારી ભક્તિ-જય.
હે હરિ હરકત હરજો, કરૂણા ઘણી કરજો-પ્રભુ;
અભય કરણ આદરજો [૨] ઉર અરજી ધરજો-જય

કવિ દલપતરામ.

—ગોસ્વામી—

# શ્રી તુલસીદાસજીનો પ્રસાદ.

---

## દોહા

સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઇતને સે હરિ ના મીલે, તો તુલસીદાસ જમાન. ૧
તુલસી કીડા લીંબકા, ચખા ચાહે ખાંડ;
મન ચાહે વૈરાગ કું, ઘરકું ચાહે રાંડ. ૨
તુલસી પરઘર જાય કે; કણુએ દુઃખ મરોય;
અપના ભરમ ગુમાઇએ, હોણહાર તો હોય. ૩
પરધનકું પથ્થર ગણે, પર સ્ત્રી માત સમાન;
ઇતનેસે હરિ ના મીલે, તો તુલસીદાસ જમાન. ૪
તુલસી કહે જગતમેં, સબસે મીલીએં ધાય;
ક્યા જાને કીસ બેસસે, રામચંદ્ર મીલ જાય. ૫
કાંચન ત્યાગ સ્હેજ હૈ, સ્હેજ ત્રીયાકા નેહ;
માન બડાઇ ઔર ઇર્ષા, તુલસી દુર્લભ દેહ. ૬
તુલસી તો વોહી જ થે, મીલે ન માંગે ચુન;
કૃપા ભઇ રઘુનાથકી, આ ગયે સબ સદગુન. ૭
તુલસી હૈ સંસાર મેં, સબી ભક્ત બન જાય;
નર્ક કુંડ ખાલી પડે, વૈકુંઠ કહાં સમાય. ૮

તુલસી ધીરજ ધારકે, કુંજર મણભર ખાય;
ટૂક ટૂક કે કારન, શ્વાન ઘરોઘર જાય. ૯
તુલસી ઇસ સંસાર મેં, કોન ભયો સમરથ;
એક કનક અરૂ કામની, જો ન પસારે હથ. ૧૦
તુલસી ઇસ સંસાર મેં, પંચ તત્ત્વ હે સાર;
સંત સમાગમ હરિ ભજન, દયા દાન ઉપકાર. ૧૧
તુલસી ઇસ તન ખેત હૈ, મન વચન કર્મ કીસાન;
પાપ પુન્ય દો બીજ હે, બોવે સો લણે નિદાન. ૧૨
વૃથા લોભ સંતાપ હૈ, રઘુવીર ચર્ણ સ્નેહ;
તુલસી જો મન વશ કરે, જ્યું વન વૈસા ગેહ. ૧૩
તુલસી મમતા રામસે, મમતા સબ સંસાર;
રાગ રોષ ન દોષ દુઃખ, દાસ ભયે ભવ પાર. ૧૪
ગંગા યમુના સરસ્વતિ, સાત સમુદ્ર ભરપુર;
તુલસી ચાતકકે લીયે, બીના સ્વાતિ સબ ધુર. ૧૫
તુલસી બુરા ન માનીએ, જો કો ગમાર કહ જાય;
જેસે ઘરકા નહૈવા, ભલા બુરા બહ જાય. ૧૬
પારસમણી કે સંગસે, કંચન ભઇ તલવાર;
તુલસી ઉસમેં ના ગયે, ધાર ભાર આકાર; ૧૭
તુલસી વહાં ન જાઇએ, જન્મભૂમિકે ગામ;
ગુણ અવગુણ જાણે નહિ, ધરે પીછલો નામ. ૧૮
જાત નહિ જગદિશકુ, હરિજન કું કયા હોય;
જાત ભાત કુલ કીચમેં, ડુબ મરો મત કોય. ૧૯

તુલસી હ્યે સંસારમેં ભાતભાતકા લોક;
સબસે હીલમીલ ચાલીએ, નદી નાવ સંજોગ. ૨૦
કહાં કાંશી કહાં કાશ્મીર, ખુરાસાન ગુજરાત;
તુલસી. એસે જીવનકું, પ્રારબ્ધ લે જાત. ૨૧
તુલસી જન અજ્ઞાનસેં, ધરત નહિ મન ધીર;
પીછે બાલક જન્મ લે, આગે ઉપજત ખીર. ૨૨
બની બનાઇ બન રહી, ઓર બનનેકી નાંહી;
તુલસી ઇસ બીંધ સમજકે, મગન રહો મનમાંહી. ૨૩
પ્રારબ્દ તો પહેલે બને, પીછે બને શરીર;
તુલસી યહ આશ્ચર્ય હૈ, મન ન બાધે ધીર. ૨૪
અપને મન કછુ ઔર હૈ, હરિકે મન કછુ ઔર;
ઓધોસેં માધો કહે; જાુઠી મનકી દોર. ૨૫
ઉંચા કુલ કીસ કામકા, જહાં નહિ હરિકા નામ;
તુલસી કુલ નંચો ભલો, જીસ મુખ હરિકા નામ. ૨૬
રામનામ સબ કો કહે, ઠગ ઠાકોર ઔર ચોર;
બીના પ્રેમ રીઝે નહિ, તુલસી નંદ કિશોર. ૨૭
તુલસી તલપ ન છાંડીએ. નિશ્ચય લીજે નામ;
મનુષ્ય મજુરી દેત હૈ, કયું રખેંગે રામ. ૨૮
તુલસી તબ મેં જાનીઓ, બડો ગરીબ નીવાજ;
મોતી કણ મોંઘા કીયા, સોંઘા કીયા અનાજ. ૨૯
તુલસી વખત વહી ગયો, જાણ્યા નહિ જગદિશ;
જનની જણકે નાડ કટી, કયું ન કાટા શીશ. ૩૦

તુલસા સીતારામકું, રીઝ ભજો કે ખીજ;
ઉલટા સુલટા વાવીએ, જયું ખેતમેં બીજ. ૩૧

કૃષ્ણ કૃષ્ણ સખા કહે, અયોધ્યા કે સબ કોઈ;
તુલસી બ્રજમેં આય કે; કયા રામસે બેર હોઈ. ૩૨

ક્યા કહું છબી આજકી, ભલે બીરાજે નાથ;
તુલસી મસ્તક જબ નમે, ધનુષ્ય બાણુ લો હાથ. ૩૩

તુલસી મટે ના મોહ તમ, કોટિ કરો ગુણગાન;
હૃદય કમળે ખીલે નાહ, બીન રઘુકુલ રઘુરામ. ૩૪

ચિત્રકુટ કે ઘાટપર, ભઇ સંતનકી ભીર;
તુલસીદાસ ચંદન ઘસે, ચાચત હૈ રઘુબીર. ૩૫

સબ સોનેકા નગર હૈ, પારસમણીકા પોલ;
તુલસી હરિકી ભક્તિબીન, જમડા કરે ધમરોલ. ૩૬

તુલસી પૂર્વકે પાપસે, હરિ ચર્ચા ન સુહાય;
જેસે તાપકે જોરસે, ભોજનકી રૂચિ જાય. ૩૭

તુલસી જીસકે મુખસે, ધોખે નીકસે રામ;
ઉસ્કી પાઉંકી મોજડી, મેરે તનકા ચામ. ૩૮

રામનામમેં આલસુ, ભોજનમેં હુશિયાર;
તુલસી એસા નરનકો, વારવાર ધિક્કાર. ૩૯

હાર ઘડતાં નર ઘડયો, ભુલ્યો શીંગ ને પૂંછ;
તુલસી હરિકી ભક્તિ બીન, ધિક દાઢી ધિક મૂછ. ૪૦

તુલસી કહે મેં પારખ્યું, પરખ્યા રામ રતન;
જપ તપ તીરથ કાચમણી, ત્યાં નહિ માન્યું મન. ૪૧

તુલસી તુલસી સબ કહે, તુલસી બનકા ઘાસ;
કૃપા ભઈ રઘુનાથકી, હો ગયે તુલસીદાસ. ૪૨
જીવ જીવકે આશરે, જીવ કરત હૈ રાજ;
તુલસી રઘુવર આશરે, કયું બગડેગો કાજ. ૪૩
સી કહેતે શ્રી ઉપજે, તા કહેતે તમ નાશ;
તુલસી સીતા જો કહે, રામ નામ લે પાસ. ૪૩
શીરગુણ તો શૂરા કથે, નિર્ગુણ કથે કબીર;
રામ રતન તુલસી કથે, જય જય જય રઘુબીર. ૪૫
સબ નદી ગંગા બહે, સબ પથ્થર સાલીગ્રામ;
સબ વનસ્પતિ તુલસી, જાકે હૃદયમેં રામ. ૪૬
રામ નામ આરાધના, તુલસી વૃથા ન જાય;
લડકે પનામેં પઢના, પીછે હોત સહાય. ૪૭
તુલસી રસના તો ભલી, જો સમરે શ્રી રામ;
નહીં તો કાઢ નીકાસીએ, મુખમેં ભલો ન ચામ. ૪૮
તુલસી વિલંબ ન કીજીએ, ભજી લીએ રઘુબીર;
તન તરકસતે જાત હૈ, શ્વાસ સારખે તીર. ૪૯
સ્વારથ સીતારામ હે, પરમારથ શ્રી રામ;
તુલસી દુસરા જનસે, કહો કયા હય કામ. ૫૦
પરધન પરજન હરનકું, વેશ્યા બડી પ્રવીન;
તુલસી સોહિ ચતુરતા, રામ ચરન જો લીન. ૫૧

તુલસી ખોટે હાસકો, રઘુપતિ રાખત માન;
જ્યું મૂરખ પુરોહિતકું, દેત દાન યજમાન; ૫૨
બોધક સબ સબકે ભયે, સાધક ભયે ન કોય;
તુલસી રામ કૃપાલ તે, બલી હોય સો હોય. ૫૩
પારસમણી અરૂ કામ ધેન, કલ્પતરૂકી વાડ;
તુલસી હરિકી ભક્તિ બીન; તાતે ભલો ઉજાડ. ૫૪
તુલસી જગમેં આયકે, કર લીજે દો કામ;
દેનેકો ટુકડા ભલા, લેને કો હરિ નામ. ૫૫
અન્ય નહિ પ્રભુ કર શકે, હોન હાર મીટ જાય;
તુલસી ઇસ સંસારમેં, પ્રભુ ભજન સુખદાય. ૫૬
અરબ ખરબસે દ્રવ્ય મીલે, ઉદય અસ્તકો રાજ;
તુલસી હરિકી ભક્તિ બીન, સબી નર્કકો સાજ. ૫૭
ચતુરાઇ ચુલે ચડી, ધીક પડયો અવતાર;
તુલસી ભગવત ભક્તિ બીન, ચારો વર્ણ ગમાર. ૫૮
તુલસી છલબલ છાડકે. કરલે રામ સનેહ;
અંતર કહાં છીપાઇએ; જીસને દેખી સબ દેહ. ૫૯
સબ દેખે પરખે લીખે; બહોત વાચક હોય;
તુલસી સીતારામ બીન, અપના મીલે ન કોય. ૬૦
જ્યું કામીકે ચિત્તમેં, ચડ રહત નિત્ય કામ;
ઐસી તલપ લગ રહી તુલસી કે મન રામ. ૬૧
તુલસી જીસકે મુખસે. કબુ ન નીકસે રામ;
તીનકે મુખમેં ડારીએ, નવ સાગરકો બામ ૬૨

તુલસી એ તન તવા હૈ, તપત સદા ત્રિતાપ;
શાંતિ હો જબ શાંતિપ્રદ, પાવૈ રામ પ્રતાપ. ૬૩
તુલસી મીટે નહિ કલ્પના, ગયે કલ્પતરૂ છાંય;
મીટ જાય જબ હો કૃપા, જનક સુતા કે નાથ. ૬૪
કોટિ વિઘન સંકટ વિકટ, કોટિ શત્રુ જન સાથ,
તુલસી કુચ્છ હો ના શકે, જો સંતુષ્ટ રઘુનાથ. ૬૫
એક ભરોસો એક બળ, એક આશ વિશ્વાસ;
સ્વાતિ સલિલ રઘુનાથવર, ચાતક તુલસીદાસ. ૬૬
રામનામ અમૂલ હૈ, બીન દામ હી મૂકાય;
તુલસી અચરજ દેખ લો, કોઈ ગ્રાહક ન થાય. ૬૭
પડદે રહેતી પદમણી, ન લેતી હરિકા નામ;
કરણીએ સરજી કુતરી, ઢુંઢે આખું ગામ. ૬૮
રામ ઝરોખે બેઠકે, સબકા મુજરા લેત;
જૈસી નકી ચાકરી, વૈસા ઉનકા દેત. ૬૯
રામનામકી ઔષધિ, ખરી ખાંતસે ખાય;
અંગપીડા વાધે નહિ, મહારોગ મીટ જાય. ૭૦
રામનામકી લૂંટ હૈ, લુંટ શકે તો લૂંટ;
અંત સમે પછતાયગો, પ્રાન જાયગો છુટ. ૭૧
રામનામ સબ કો કહે, ઠગ ઠાકુર અરૂ ચોર;
ધ્રુવ પ્રહલાદ જો તર ગયે, વોહી નામ કછુ ઓર ૭૨
તુલસી પાની પીનેસે, ઘટે ન સરિતા નીર;
ધર્મ કીયે ધન ના ઘટે, સહાય કરે રઘુબીર. ૭૩

દોડે કોસ હજાર તક, બસે લક્ષ્મીકી પાસ;
બીન દીને રઘુનાથકે, મીલે ન તુલસીદાસ. ૭૪

તુલસી દેના કઠિન હે, જો કાહે કું દેત;
સુયશ હોત સંસારમેં, ફેર અપનો લેત. ૭૫

તુલસી ગરીબ ન સતાવીએ, બુરી ગરીબકી હાય;
મુવા ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય. ૭૬

દયા ધર્મકો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાન. ૭૭

તુલસી દીલમેં દયા નહિ, ઓર કહાવે સાધ;
વાકા મુખકું દેખતે, કોટિ લગે અપરાધ. ૭૮

તુલસી નીચા જનસે, બન ન ઉચો કામ;
મહત નગારા ના બને, ચુવા કેરે ચામ. ૭૯

નીચ નીચાઇ ના તજે, જો પાવે સતસંગ;
તુલસી ચંદન લપટકે, વિષ ન તજે ભુજંગ. ૮૦

તુલસી તહાં ન જાઇએ, જહાં કપટીકા હેત;
મુખ મીઠી બાતોં કરે, અંત કટારી પેટ. ૮૧

તુલસી બાંહ કપુતકી, જો છુવે સો વાર;
ભેડ પુંછ પકડે નદી, કૈસે ઉતરે પાર. ૮૨

એક ઘડી આધી ઘડી, આધીમેં પણ આધ;
તુલસી સંગત સાધુકી, કટે કોટિ અપરાધ. ૮૩

ચલતી ચક્કી પીસતે, તુલસી કહે સબ લોક;
વીરલ સંત કો રહ ગયે, પરિબ્રહ્મ કાલકી ઓટ. ૪

આવ નહિ આદર નહિ, નહિ નેનનમેં નેહ;
તુલસી વો ઘર ના જાઇએ, કાંચન વરસે મેહ. ૮૫
આવ હુય આદર હુય, હુય નેનનમેં નેહ;
તુલસી વા ઘર જાઇએ, પથ્થર વરસે મેહ. ૮૬
તુલસી વ્હાં ન જાઇએ, જહાં ન કહે આઓ;
તૃણ બરોબર જાનીએ, ક્યા રંક કયા રાઓ. ૮૭
તુલસી જહાં વિવેક નહિ, તહાં ન કરીએ વાસ;
સબ શબ્દ તો એક હૈ, કંકર કપુર કપાસ. ૮૮
તુલસી વશીકરણ મંત્ર હૈ, તજીએ વચન કઠોર;
મીઠી મીઠી બાત હૈ, વશીકરણ નહિ ઓર. ૮૯
તુલસી કહત પુકાર કે, સુનો સકલ દે કાન;
હેમ દાન જગ દામસે, બડો દામ સનમાન. ૯૦
સતીઆ સત ના છોડીએ, સત છોડે પત જાય;
સતકી બાંધી લક્ષ્મી, ફીર મીલેગી આય. ૯૧
ધન જોબન તો ના રહે, ન રહે ગામ કે ઠામ;
તુલસી જગમેં જશ રહે, કરદે કીસકા કામ. ૯૨
સીંચા તબ તરૂવર ભયા, કાટે ભયા જહાજ;
તારે પણ બોળે નહિ, બાંહ્ય ગ્રહેકી લાજ. ૯૩
જો શીર કાટે ઓરકા, અપના રહે કટાય;
તુલસી હરિ દરબાર મેં, બદલા કહીં ન જાય. ૯૪
તુલસી કહે ધન સુમકો, જૈસે શ્વાનકી પૂછ;
બડે હાથ પચાસ પણ, આખર પૂછકી પૂછ ૯૫

માગત ડે.લત હૈ નહિ, તજી ઘર અંત ન જાત;
તુલસી ચાતક ભક્ત કો, ઉપમા દેત લજાત. ૯૬
માયાસે માયા મીલે, કર કર લંબે હાથ;
તુલસી રંક ગરીબકી, કોય ન પુછે બાત. ૯૭
રામ ભરેસો રામ બળ, રામ નામ વિશ્વાસ;
સુમરી નામ મગલ શુકલ, માંગત તુલસીદાસ. ૯૮
કીસકુ ધન ઔર ધામ હૈ, કીસકું હે પરિવાર;
તુલસા અસા લોકકા, સીતારામ આધાર. ૯૯
બીન માંગે મોતી મીલે, માંગે મીલે ન ભીખ;
તુલસી જો વિશ્વાસ કર, મીલ જાય વિશ્વાધિશ ૧૦૦
રખના પ્રભુસે પ્રીત ઔર, પરનારી હસના;
તુલસી દોને ના બને, લોટ ખાના ઔર ભસના. ૧૦૧
જહાં રામ હાં કામ ના, કામ ત્હાં નહીં રામ;
તુલસી દોના ના રહે, દિન રજની એક ઠામ. ૧૦૨
જ્ઞાન ગરીબા હરિ ભજન, કોમલ વચન અદોષ;
તુલસી કબહુ ન છાંડીએ, ક્ષમા શીલ સંતોષ. ૧૦૩
તુલસી હરિ દરબારમેં, કમી વસ્ત કછુ નાંહી;
કર્મહીન કલપત ફીરે, ચૂક ચાકરી માંહી. ૧૦૪
જહાં સંતોષ તહાં રામ હૈ, રામ સંતોષ નહીં ભેદ;
તુલસી સંતોષ ના રહે. સહત વિધ વિધ ખેદ. ૧૦૫
તુલસી બાંઝ સપુતકી, જો ધોખે છુઇ જાય;
આપ નીભાવે જન્મભર, લડકનસે કહ જાય ૧૦૬

માલા તો મનકી ભલી, ઔર કાષ્ટકા ભાર;
માલા મેં ગુન હોત તો, કયું બેચત મનીઆર. ૧૦૭
અહંકારી અગ્નિમેં, બહો જાત સંસાર;
તુલસી બચ ગયે સંતજન, કેવળ નામ આધાર ૧૦૮
તન કર મન કર વચન કર, દેન કાહુકો દુઃખ;
તુલસી પાતક ઝરત હૈ, દેખત ઉનકા સુખ. ૧૦૯
જનની જણ તો હરિભક્ત, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર. ૧૧૦
કામ ક્રોધ મદ લોભકી, જબ લગ મનમેં ખાન;
તુલસી પંડિત મુરખા, દોઉ એક સમાન. ૧૧૧
જપ માલા છાપા તિલક, સરે ન એકે કામ;
મન કાચે નાચે વૃથા, સાચે રાચે રામ ૧૧૨
સંત બડે પરમરથી, શીતળ ઉનકે અંગ;
તપત બુઝાવે ઔરકા, દે દે અપનો રંગ. ૧૧૩
મેં જાણ્યું હરિ દૂર હૈં, હરિ હય હૃદયા માંહિ;
આડી ઝાડી કપટ કી, તાસે દીસત નાંહિ. ૧૧૪
પાની તો વહેતા ભલા, બાંધ્યા ગંદા હોય;
સંતન તો રમતા ભલા, ડાઘ ન દેવે કોય. ૧૧૫
બડા બડાઇ નવ કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ. ૧૧૬
ગુરૂ લોભી શિષ્ય લાલચુ, દોનો ખેલે દાવ;
દોનો બુડે બાપડે, બેઠ પથ્થર કી નાવ. ૧૧૭

श्री हरिः ॐ तत् सत्

# રમણુ રત્ન શતક.

---

## દોહરા

ચોર થકી ચોરાય ના, ભાઇ ન માગે ભાગ;
વાપરતાં અદકી વધે, વિદ્યા બળ અથાગ. ૧.

જે નર ગાંઠે દામ તે, કુળી પંડિત ગણાય છે;
વક્તા તેજ સુંદર વળી, દ્રવ્યને સઘળે માન છે. ૨

દાન ભોગ ને નાશ એ, ધનની ગત કહેવાય;
ખવાય નહિ દેવાય ના, નાશ એહનો થાય. ૩.

લક્ષ્મીદાસ સહુકો થયા, લક્ષ્મી પતિ ના કોય;
પતિ થવાના કોડમાં, હાણુ ઉલટી હોય. ૪.

લક્ષ્મી કોની ના થઇ, થશે નહિ જગ જોય;
સદ્વ્યય કરવો એહનો, વિવેક જો મન હોય. ૫.

જેવો દડો રબ્બર તણો, દાબે બમણી દોટ;
શ્રી દાટે કદિ ના રહે, (ભલે) કરે લોહના કોટ. ૬.

લક્ષ્મી વાપરતાં વધે, શુભ કામે સદાય;
સમજુ સમજી નવ કરે, ચંચળ ચિત્ત કદાય. ૭.

દારિદ્ર ભોગના ડર થકી, અજ્ઞ આલે નહિ દાન;
એ આવે દેવાય ના, પ્રજ્ઞ સમજી દે દાન. ૮.

અનીતિથી ધન જે મળે, આપે તે બહુ કષ્ટ;
માંડ દાયકો ભોગવે, પછી થાય તે નષ્ટ. ૯.
પરધન અંતર જે ચહે, પરનારીશું પ્રીત;
ઉભય એ નરકે પડે, માન કહ્યું ખચ્ચીત. ૧૦.
વસુ વામા ને વાગરસ, વિચળ વિદ્યુત્ જેમ;
વિબુધ વિમુખ રે' એહથી, પરમારથ પર પ્રેમ. ૧૧.
નીતિથી વિમુખ રે, અધર્મ કરે આચાર;
અલ્પકાળ સુખ ભોગવે, પામે કષ્ટ અપાર. ૧૨.
રાવણ સરખા રાજીઆ, નમાવ્યા કાળ કરાળ;
નીતિ થકી ન્યારા થયા, થઇ ગયા હાલહવાલ. ૧૩.
અતિ તણી તો ના ગતિ, એ કહેવત જગમાંય;
અતિ બધું તો વર્જ્ય છે, નાક કપાવે કયાંય ૧૪.
બદલાની આશા વિના, કરવો પર ઉપકાર;
નિસ્વાર્થ સેવા જે કરે, ભૂલે નહિ કરનાર. ૧૫.
ધન જોબન કે સંપતિ, વ્યર્થ વિશ્વ મોઝાર;
એક યશ અવિચળ રહે, કરીલે પર ઉપકાર. ૧૬.
કાગ કોકિલા એક રંગ વાચા જેટલો ફેર;
એક બોલે સુખ ઉપજે, બીજે અપશુકન પેર. ૧૭.
વિદ્યાથી ભૂષિત છતાં, દુર્જન સંગ ના સાર;
મણીએ મંડીત સર્પ પણ, ધરે વિષ મુખ મોઝાર. ૧૮.
મોટેથી ન્હાની થતી, ન્હાનેથી ગુરૂ જેમ;
ચઢતી પડતી છાંયડી, સજ્જન ખલ મૈત્રિ એમ. ૧૯.

શીકાર માટે ભટકતો, સિંહ પુંઠે શૃંગાલ;
શીકારી દેખી સટકતો, ખલ મૈત્રિની ચાલ. ૨૦.
મૂર્ખ મિત્ર ન માનીએ, સમજ હીન એ જાત;
રાજ્ય મહેલ વસવા મળે, પણ કદી કરાવે ઘાત. ૨૧.
દુર્જન કેરા સંગથી, અપયશ તો બોલાય;
કાજળ ગૃહ પ્રવેશથી, કો નિર્લેપ ન જાય. ૨૨.
સજ્જન દુર્જન જગતમાં, ભિન્ન જાત ન થાય;
કર ગ્રહી કો ન સાથે ફરે, આચારે ઓળખાય. ૨૩.
ટેક પોતાની રાખવા, સજ્જન મરીને જીવતા;
નાક કપાવી વાર વાર, દુર્જન મરે અનેકધા. ૨૪.
સાધુ જનના સંગથી, દુર્જન સુધરે સાર;
દુર્જન કેરા સંગથી, સાધુ બગડે ન લગાર. ૨૫.
કુસુમની સુરભિ થકી, મૃતિકા સુગંધી થાય;
કુસુમ છોડી નીજ વાસને, મૃતિકાને નહિ સ્હાય. ૨૬.
વારિ પય બની એક રંગ, બેઉ રહે સંઘાથ;
વારિ બળે પય ઉછળે. સજ્જન મૂકે ના હાથ. ૨૭.
આળસ જનના દેહમાં, વસે રિપુ બળવંત;
ઉદ્યમ બંધુ શ્રેષ્ટ છે, ટાળે દુઃખ અનંત ૨૮.
સાધુ તે જન લેખીએ, જેણે છોડયો લોભ;
દ્રવ્ય વિષે દૃષ્ટિ નહિ, તેને શાનો ક્ષોભ. ૨૯.
વૃદ્ધા યુવતિ બાળીકા, સાધુને મન એક;
નારી સૌ માતા ગણે, ધન્ય માનીએ લેખ. ૩૦.

સાધુ જનને માન શાં, સાધુને શા ભોગ;
કનક કામિની કીર્તિની, વાંચ્છા કીધી ફોક. ૩૧.
સંત સેંહ ને ગેહ સો, જેણે કીધાં ત્યાગ;
તે સેવે શ્રીમંતને, કાં ન મેલે આગ. ૩૨.
જેણે આત્મા પેખીઓ, જેણે પેખ્યા રામ;
સંસાર જે મિથ્યા ગણે, તેને શાની હામ. ૩૩.
દુર્જન ઠોંગ અહકો કરે, બાણે મહા મહંત;
સાચા જન શરમાય છે, દીપ પર જેમ પતંગ. ૩૪.
કાંચન કામિની ને વળી, ત્યાગ્યો સઘળો રાગ;
માન મમતા મદ ના ગયાં, એ કેવો વૈરાગ. ૩૫.
ઘર મહેલ ત્યાગી થયો, શાને આશ્રમ બાંધ;
સંસાર તજ્યો અસાર ના, ખરે ઉપાધિ ખાંધ. ૩૬.
પુત્ર પુત્રી દીધા ત્યજી, કરી સંસારનો ત્યાગ;
આશ્રમ બાંધીને કરે, ચેલા ચેલી અથાગ ૩૭.
નારી કંટક સમ સમજીને, પરહરે પંડ નાર;
જનવાં ધારીને કરે, પરસ્ત્રીથી વ્યભિચાર. ૩૮.
સંગ કરો એ સાધુનો, જેણે જીત્યું મન;
પુત્ર વામાનો મોહ ના, વ્યર્થ ગણે તન ધન. ૩૯.
સદ્‌ગુરૂ સાચા સેવવા, જે માયાથી દૂર;
પર તારે પોતે તરે, જ્ઞાન જળથી ભરપુર. ૪૦.
હરિને ભજવા હેતથી, જે આખરનું ઠામ;
તાણે સ્હાયોં હાથ તે, અન્ય તણું નહિ કામ. ૪૧.

માતા કૂખે કરગરી, કીધા કોટિક કોલ;
ભાવે ભજ કીરતારને, કંઈ યાદ તુજ બોલ. ૪૨.
રામ રટણ ચિત્તે ચહો; જે ચાલે સંઘાથ;
ત્રિવિધ તાપ જેથી ટળે, અનાથનો એ નાથ. ૪૩.
મન મોહે જગજાળમાં, રહેશે આહીં તમામ;
કશું સાથ ચાલે નહીં, ધન ધરણી ને ધામ. ૪૪.
સગાં સહુ સ્વારથ તણા, ચૂસે શોણીત સાર;
જમ જોઇ નમે દૂરથી, સમજ મન ગમાર. ૪૫.
દુઃખ પામે તે નર અતિ, નીતિભ્રષ્ટ જે થાય;
સ્વર્ગચ્યુત ગંગા થઇ, ક્ષાર સમુદ્રે જાય. ૪૬.
કામ ન જુવે ચામને, ભામ ઠામ નહિ ગામ;
શામ દામ હામે ખૂવે, રામ ધામ નીજ નામ. ૪૭.
કામીને લજ્જા નહિ, હોય ભલેને ભૂપ;
ભલે ધરે દીવો કરે, જઇ પડે ઉંડે કૂપ. ૪૮.
બળી કંસ ને કૌરવો, રાવણ આદિ સર્વ;
રામ પ્રકોપે પ્રજળ્યા, જેણે પોષ્યો ગર્વ. ૪૯.
પરસ્રીયા પ્રીત છાંડીએ, નર્ક દ્વાર પ્રમાણ;
પરસ્રી ભોગ કીધા થકી, કોટિ યજ્ઞ ફળ હાણ. ૫૦.
જાંઘ દુર્યોધન દાખવી, કહે દ્રૌપદીને બેસ;
ભીમ ગદાની ભોગ થઇ, વાર ન લાગી લેશ. ૫૧.
નીજ નાર કપટી બની, રમે ઠગો પતિ સાથ;
પરનારી વિશ્વાસ શો, મૂર્ખ મીલાવે હાથ. ૫૨.

વેશ્યા સગી કોની નહિ, કેવો એને પ્રેમ;
દ્રવ્યની દાસ બની રહે, અન્ય ન એની નેમ. ૫૩

પ્રેમ વીનાની પુતળી, અબળા ધરતી નામ;
ધક્કો દે લૂંટી કરી, ધન ધરણી ને ધામ. ૫૪

પરનારીની પ્રીતમાં, કઇક બન્યા ખૂવાર;
નીચી મું'ડ ધરી રડે, કોને કહે પ્રકાર. ૫૫

પરનારી પ્રીતે પડી, જોબન કદી ફસાય;
બુદ્ધિ બળ ધન હીન થઇ, પાપી પૂરો પસ્તાય. ૫૬

એક જુવે હસે એકથી, રમે એક સંગાથ;
દીઠે રૂડા તુસણા નારી એની જાત. ૫૭

મદિરા માઠી ના ગણો, વેશ્યાની એ બેન;
મત્ત એમાં જેહો બને, હાથ ન લાગે કેમ. ૫૮

મદ્યપાન કીધા થકી, થયો યાદવનો નાશ,
સગું કોને સુઝયું નહિ મુઆ એક સંઘાથ ૫૯

ઉંચ કોટિનો માનવી, કરી મદિરા પાન;
કાદવ કીચડમાં રડે, કરે કીટ સન્માન. ૬૦

મતવાલો બની મદ્યમાં, બને નીશામાં ચૂર;
મળમૂત્રે જઇને પડે, જાય વહી સૌ નૂર. ૬૧

મદિરા વળગી જેહને, સમાજથી મૂકાય;
તનમન ધન પરવશ બને, પ્રાણ કટાણે જાય. ૬૨

ફેશનને ફંદે ફસી, થાય નેશનથી દૂર;
બની સુપુત્ર [!] સાહેબના, વસ્ત્ર વેરે ભરપૂર. ૬૩

વસે દયા વસ્તુ હૃદયમાં, ઇશ્વર જાણી સાચ્ચુ
આત્માથી નિશ્ચય કરી, કરો ચાયનો ત્યાગ. [illegible]
ગુલામ હિંદી હાથથી, ગુલામી બીજ રોપાય;
ગુલામ પુત્રી ચાયથી, આત્મા ગુલામ જ થાય. ૭૬.
ચાય તણા ઉપભોગથી, ક્ષુધા નિંદ થાય દૂર;
અલ્પ ભોજ પણ ના પચે, હરી લે સઘળું નૂર. ૭૭.
જુવ કદિ ખેલો નહિ, મન પરવશ કરનાર;
જુગટું રમતાં પાંડવો, ખોઇ દ્રૌપદી નાર. ૭૮.
હાર્યો નર બમણું રમે, એમ જગમાં કહેવાય;
ખોટી આશમાં ખેઇ દે, ધાર્યું ધણીનું થાય. ૭૯.
માત પિતા મન માનતાં, લઇએ લ્હાવ અનૂપ;
રમકડાં પરણાવીને, ધકેલે ઉંડ કૂપ. ૮૦.
અણુવિકસ્યાં ફૂલ વૃક્ષનાં, સૌરભ જેવી હોય;
બાળ દંપતી સંસારથી, એવું સાર્થક સ્હોય. ૮૧.
આંબ અપક્વ ખાધા થકી, નિશ્ચય રોગનો જોગ;
વીર્ય અપક્વ સંયોગથી, થાય દંપતિ રોગ. ૮૨.
તન શક્તિ જાયે ઘટી, કે ક્ષય રોગ જ હોય;
બાળ દંપતિમાં એક રે', ઘણું બને તે જોય. ૮૩.
ભાન નહિ નીજ પંડનું, સારાસાર વિચાર;
પતિ પત્નિના ધર્મમાં, શું સમજે એ બાળ. ૮૪.
બાળ લગ્નના દંપતિ, અલ્પમાત ખાય થાય;
બહુ વિષ સેવે કામને, પામે અતિ પરિતાપ. ૮૫.

શશી વિના સો તારલા, ન પડે કાંઇ પ્રકાશ;
કુપુત્ર હોય અનેક પણ, સુખ તણી નહિ આશ. ૮૬
પુત્ર પ્રસવે બહુ ગર્દભી, સર્વે વહુતજ બોજ;
સિંહ સુત હોએ એક પણ, માતા નિર્ભય સોત. ૮૭
જે જન મૂરખ જગતમાં, કે ધીમાનજ હોય;
ઉભય તે સુખ મેળવે, અધકચરા દુઃખ જોય ૮૮
પાપ ગંગાથી તાપ શશીથી, દીનતા કલ્પતરૂજ હરે;
પણ સંત સમાગમ એકલો ત્રિદોષનો એ નાશ કરે ૮૯
આમ્ર વૃક્ષ ઉંચું છતાં, ફાલંતા નમી જાય;
ધન ધાન્ય સંપત મળે, સજ્જનતા પરખાય ૯૦
મનુષ્ય ભૂષણ રૂપ છે, રૂપ ગુણથી માન;
ગુણ વિનાનો માનવી, નરખર તેહ પ્રમાણ. ૯૧
દાન ભુષણ છે હાથનું, સત્ય કંઠનું જાણું;
શાસ્ત્ર શ્રવણ એ કર્ણનું, અન્ય ન ભૂષણ પ્રમાણ ૯૨
પિતા કરતો ઋણ જે માતા કરે વ્યભિચાર;
શ્યામા સુંદર મૂર્ખ સુત, એ શત્રુસમ ચાર. ૯૩
ઢોંગી જન અદકા થયા, ધરે ભેખ મન મેલ;
ધુતી ભ્રષ્ટ તન મન કરે જુવતી જે ચહે સહેલ. ૯૪
સ્ત્રી સર્વસ્વ પતિમાં કહ્યું, મતિ ગતિ રતિ દેનાર;
ત્યજી ભજે જે અન્ય ને, પાપતણો નહિ પાર. ૯૫
નીજ પતિને સેવે નહિ, કાંઇ ન આપે સુખ;
અંધ શ્રદ્ધાથી ઢોંગીને, સેવી લજવે કુંખ. ૯૬

કનક કામના ના શમી, ન શમ્યો કામનો રાગ;
ભોળી ભામા ભોગવે, ધિક પડયો વૈરાગ. ૯૭
ચિતા ચિંતા સમાન બે, બિંદુ માત્રનો ફેર;
ચિતા દહે નિર્જીવ ને, ચિંતા સજીવન પેર. ૯૮
ભાવિ નીર્મ્યું જે હશે, તેનો નહિ પ્રતિકાર;
નળ રામે પણ ભોગવ્યું, ચિંતા વ્યર્થ નિર્ધાર. ૯૯
સત્ય વદો નિશ્ચય કરી, નહિ સત્યને આંચ
કાંચન જયમ કસપર ચડે, અંતે ઝળકે સાચ. ૧૦૦
જુઠુ જન ફાવે કદિ, પ્રભુ ન સાંખે કૂડ;
કરણીનાં ફળ ભોગવે, અંતે ધુળની ધુળ. ૧૦૧
સત્યે ઇશ્વર વાસ છે, કરે સૌ સંકટ દૂર;
દેહ સુખના મેહથી, પામર માને ક્રૂર. ૧૦૨
પડે કષ્ટ જો જનપરે, મનથી માને ત્રાસ;
શુભ આશય છે ઇશનો, સમજે નહિ એ ભાસ. ૧૦૩
જે જ્ઞાતિમાં જનમીને મ્હોટાં જેમાં થાય;
માન પાન જેથી મળ્યાં, તેના ચુંબો પાય. ૧૦૪
પુજો પુરા પ્રેમથી, જ્ઞાતિ ગંગા સાર;
દીન હીનને તારી દીએ, પતિત પાવન હાર. ૧૦૫
મેઘ મંડળથી વાદળી, છુટી વરસે જેહ;
વ્યર્થ જળ તેનું થઇ, પૃથ્વી સૂકી રેય. ૧૦૬
જ્ઞાતિથી છુટો થઇ, કરવા ધારે સાર;
અફળ બની તે નર કરે, પશ્ચાતાપ અપાર. ૧૦૭

દીપક ખાય તિમિરને કાજળ ઉત્પન્ન થાય;
જેની જેવી ભાવના, ફળ તેવું પમાય. ૧૦૮
નિર્દોષ માનવ જાતમાં, કાંઇક ખામી હોય;
ક્ષમા બધાની હું ચહું, મારું ન લગાડે કોય. ૧૦૯.
માગું હું માફ વાંચકની, વધું ઓછું લખાયું જે;
નિહાળો સ્નેહ દૃષ્ટિથી, ઉગ્યું દીલમાં ભખાયું તે. ૧૧૦.
અતિ સુખ સહુને સાંપડો, વિપદ સહુથી દૂર;
શુભ થાય અતિ સર્વનું, કષ્ટ ન રહે તત્પર. ૧૧૧.

---

अच्युतं केशवं श्रीरामनारायणम् ।
कृष्णदामोदरं वासुदेवं हरे: ॥
श्रीधरं माधवं गोपीका वल्लभम् ।
जानकी नायकं श्री रामचंद्रं भजे ॥

सर्वे जनाः सुखीनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद्दुःखमाप्नुयात् ॥



# વાંચવા લાયક ઉત્તમ પુસ્તકો.

## બહાર ગામના ઓર્ડર માટે ખાસ ઘટાડેલા ભાવ

| | |
|---|---|
| અજબ ખૂન | ૦—૬ |
| અનાર કલી | ૪—૦ |
| અનંગ મોહિની | ૦—૧૨ |
| અક્ષર બોધ સચિત્ર | ૦—૧૦ |
| ,, ,, પત્તા ગંજીફો | ૦—૧૦ |
| અમર ચરિત્ર ભા. ૧—૪. | ૧૪—૦ |
| અમૂલ્ય છંદ કીર્તન | ૦—૧૨ |
| આસામ પર હલ્લો સચિત્ર | ૧—૪ |
| આદર્શ દૃષ્ટાંતમાળા | ૧—૪ |
| એકાદશીની કથા | ૦—૧૨ |
| ઓખા હરણ મ્હોટું | ૦—૧૨ |
| ઔરંગઝેબનો ઉદય | ૨—૮ |
| કત્લેઆમ | ૨—૮ |
| કલકત્તાનો કારાયુગ | ૧—૮ |
| કલિકૌતુક | ૦—૮ |
| કરણસિંહ | ૦—૮ |
| કામરૂદેશની કામિની સચિત્ર | ૧—૧૨ |
| કાવ્ય દોહન મ્હોટું | ૦—૩ |
| કામ કળા કામરૂપ | ૦—૧૨ |
| કામિની ચરિત્ર | ૦—૧૨ |
| કાનો કુંભાર | ૦—૬ |
| કાળી વિજય | ૦—૧૨ |
| કાષ્ટના ઘોડાની વાર્તા | ૦—૪ |
| કુંજ કિશોરી સચિત્ર | ૨—૬ |
| કુમુદ કુમારી ,, | ૩—૦ |
| કેશવ કૃતિ | ૨—૦ |
| કુંવરબાઈનું મામેરૂં | ૦—૨ |
| ખુન કે જાદુ સચિત્ર | ૨—૦ |
| ગરૂડ પુરાણ | ૦—૧૨ |
| ગજરા મારૂની વાર્તા | ૦—૬ |
| ગંગા–ગુર્જર વાર્તા | ૨—૦ |
| ગાંધીજી જેલ અનુભવ | ૦—૮ |
| ગીરધર કૃત રામાયણ | ૨—૬ |
| ગુજરાતિ ગજલસાગર | ૦—૧૦ |
| ,, કહેવત દા. ૧. | ૧—૦ |
| ગુલબંકાવલી વાર્તા | ૦—૬ |

| | |
|---|---|
| ગુર્જરી-સચિત્ર | ૨—૦ |
| ગુરૂ ગીતા | ૦—૨ |
| ગોહિલવીર હમીરજી સચિત્ર | ૨—૮ |
| ખુબીનો ખજાનો | ૦—૮ |
| ગઢવી હાલો | ૦—૮ |
| ઘાસીરામ કોટવાલ | ૦—૮ |
| ચંડી સપ્તશતી સટીક | ૨—૦ |
| ,, ,, મૂળ | ૧—૦ |
| ચંદ્રકાન્ત ભા ૧-૩ | ૧૩-૦ |
| ચક્રવર્તી હમ્મીર | ૩—૮ |
| ચતુરસિંહ ઠગારો | ૦-૧૨ |
| ચતુરજી ગરબાવળી | ૦-૧૨ |
| ચાર યોગીની વાર્તા | ૧—૦ |
| છેલ ઝરાર મૂમના | ૦—૬ |
| છેલની વાર્તા મોટી | ૧—૮ |
| છોટમકૃત કીર્તન | ૦-૧૨ |
| જગદેવ પરમાર | ૦-૧૨ |
| જયશંકર સ્તોત્ર | ૦—૨ |
| જમાનાનો જલસો | ૧—૪ |
| જનાનખાનાની બીબી | ૧-૧૨ |
| જાલંધર આખ્યાન | ૧—૪ |
| જેસર-તોરલ | ૨—૦ |
| ઠગકન્યા વાસંતી | ૦—૮ |
| પોકેટ ડીક્ષનેરી ગુ. અં | ૨—૮ |
| ,, ,, અં-ગુ. | ૨—૮ |
| સ્ટાર ,, ,, | ૧—૪ |
| ડાક્ટર કે વૈદ્ય | ૦-૧૨ |
| જળ સમાધિ | ૦—૮ |
| નારી કે નાગણ | ૦—૪ |
| ડાહ્યો કે દિવાનો | ૦—૩ |
| સ્ટાર ડીક્ષનરી ગુ-અં. | ૧—૪ |
| દગાબાજ દુનિઆ સચિત્ર | ૨—૮ |
| દયાળુ માતા | ૦—૫ |
| નળાખ્યાન | ૦—૮ |
| નરસિંહ મ્હેતા ચરિત્ર | ૦-૧૨ |
| નવરાત્રીના ગરબા | ૦—૩ |
| નવદંપતિને શીખામણ | ૨—૮ |
| નરસિંહ મ્હેતા ભજન | ૦—૨ |
| નિર્ભાગી નિર્મળા | ૦—૮ |
| નીતિ દર્પણ | ૩—૦ |
| નીતિ ધર્મ | ૦—૬ |
| નોકરીનો ઉમેદવાર | ૨—૦ |
| ન્યાયના ખુનમાં નીતિ | ૨—૮ |
| ન્યુ ફોનોગ્રાફ ગાયન | ૦—૪ |
| ,, ,, મ્હોટી | ૩—૮ |
| તુલસી કબીરની સાખી | ૦—૨ |

| | |
|---|---|
| ત્રિકાળ સંધ્યા | ૦—૨ |
| પંજાબનું પ્રચંડ કાવતરૂં | ૦—૬ |
| પંચી કરણ સટીક | ૨—૦ |
| પંચ રત્ન ગીતા | ૧-૧૨ |
| પકવાન શાસ્ત્ર | ૩—૦ |
| પારાસર ધર્મશાસ્ત્ર | ૨—૦ |
| પ્રપંચી પતિવ્રતા | ૦—૪ |
| પારસમણી ભજન | ૦—૪ |
| પીશાચિની કે પ્રેમદા | ૧-૧૨ |
| પુરૂષોત્તમ માસ કથા | ૦-૧૨ |
| પેશાવરની પદ્મિની | ૧—૮ |
| પ્રમુદ-વીણા | ૧—૮ |
| પ્રીતમદાસની વાણી | ૦-૧૨ |
| પ્રેમાનંદ કાવ્ય | ૫—૦ |
| ફોનોગ્રાફ સોંગ | ૦—૮ |
| બહાદુર બહારવટીઆ | ૦-૧૨ |
| બરાસ કસ્તુરી | ૦—૬ |
| બત્રીસપુતળીની વાર્તા | ૪—૮ |
| બંસરીમાલા સચિત્ર | ૩—૦ |
| બાળ ગરબાવળી | ૦—૪ |
| બાદશાહ બાબર | ૪—૮ |
| બાદશાહ-બીરબલ | ૦-૧૨ |
| બાલામંજી પરમાર | ૧—૪ |
| બાળકોનો આનંદ સચિત્ર | ૦-૧૨ |
| બાળ વિહાર ,, | ૦-૧૨ |
| બોધિયુગનું બંગાળા | ૧—૦ |
| બ્રહ્માનંદ કાવ્ય | ૩—૦ |
| ,, ભજનમાળા હીંદી ગુટકો | ૦-૧૨ |
| ભક્ષક કે રક્ષક | ૦-૧૦ |
| બોલતો પલંગ | ૧—૦ |
| બોલતો પોપટ | ૦—૮ |
| બેવફા મુનીમ | ૦—૬ |
| ભક્ત શિરોમણી | ૦—૮ |
| ભજનસાગર નાનો | ૦—૪ |
| ,, મોટો | ૦—૮ |
| ભક્તાણી કે ભામટી | ૧-૧૨ |
| ભગવદ્ગીતા રેશમી | ૧—૪ |
| ,, ,, | ૧—૦ |
| ,, બોર્ડપટી | ૦—૮ |
| ભજન ભંડાર નાનો | ૦—૮ |
| ,, ,, મોટો | ૧—૦ |
| ભદ્રકાળી | ૨—૮ |
| ભદ્રપુરની ભદ્રશ્યામા | ૨—૮ |
| ભવાઇનો ભોમીઓ | ૧-૧૨ |
| ભક્તોની ભજનમાળા | ૦—૪ |

## જે જે શ્રીમાન્ સદ્‌ગૃહસ્થોએ
## (પાંચ કે તેથી વધારે નકલ માટે)
## અગાઉથી ગ્રાહક બની આશ્રય આપવા કૃપા દર્શાવી છે
## તેમનો શુભ નામાવલી.

---

| કોપી | | નામ. | રહેવાશી. | હાલ. |
|---|---|---|---|---|
| ૩૦ | રા. રા. | મેઘજી ગોવાભાઇ | ચંદીઆ | ઝરીઆ |
| ૨૫ | ,, | ધનજી માવજી | અંજાર | મુંબઇ |
| ૧૦ | ,, | અમરસિંહ ગોવર્ધન | કુંભારીઆં | ઝરીઆ |
| ૧૦ | ,, | ધનજી રતનજી | નાગલપુર | ,, |
| ૧૦ | ,, | નાનજી પીરા | કુંભારીઆં | ,, |
| ૧૦ | ,, | ધનજી દેવજી | માધાપુર | ,, |
| ૧૦ | ,, | ખેંગારજીની કું. | અંજાર | ,, |
| ૧૦ | ,, | જેરામ શીવજી | માધાપુર | ,, |
| ૧૦ | ,, | પ્રેમજી મેઘજી | કુંભારીઆ | હૈદરાબાદ |
| ૧૦ | ,, | ભીમજી લખુ | અંજાર | ધુળીઆ |
| ૧૦ | ,, | મુળજી કાનજી | ખંભરા | હજારી બાગ |
| ૧૦ | ,, | હીરા રાજા | ,, | કત્રાસગઢ |
| ૧૦ | ,, | ઓધવજી પીરજી | ,, | અંજાર |
| ૫ | ,, | વાલજી નારાયણ | સીનુગરા | ઝરીઆ |
| ૫ | ,, | કરસનજી જેઠાભાઇ | ,, | ,, |
| ૫ | ,, | નરશી હરજી | નાગલપુર | ચાઇબાસા |
| ૫ | ,, | મનજી જેરામ | માધાપુર | મોહુદા |
| ૫ | ,, | મોરાર કરમશી | દેવળીઆ | ઝરીઆ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | રૂ. રા | ડૉ. મેસ. નાનજી પુ. | દેવળીઆ | ઝરીઆ |
| ૫ | ,, | જીવરામ ખંભુ | ,, | અંજાર |
| ૫ | ,, | પટેલ કુંવરજી રામજી | ,, | ધનબાદ |
| ૫ | ,, | આસુદા કલ્યાણ | માધાપુર | ભાગા |
| ૫ | ,, | કુંભા વાલજી | અંજાર | મોહુદા |
| ૫ | ,, | કરમશી રામુભાઈ | ખંભરા | ઝરીઆ |
| ૫ | ,, | ભીમજી ડેસા | નાગલપુર | ,, |
| ૫ | ,, | માનજી ડોસા | .. | ,, |